# અનુભવ-પ્રકાશ

## ભાગ ૧ લો.



કપોળમિત્રમાં વખતો વખત નિબંધ રૂપે લખેલા

**શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસના** લેખો



છપાવી પ્રગટ કરનાર,

**લલ્લુભાઇ કાળીદાસ ઓઝા.–ભાવનગર.**

(કાવ્ય પ્રભાકર, આર્યોપદેશ, લલ્લુ સતશાહી, બાળા સદુપદેશ બત્રીશી, કાવ્ય કુસુમાકર, કાવ્ય રામાયણ વગેરેના કર્ત્તા.)



પ્રથમાવૃત્તિ નકલ ૧૦૦૦.



સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.



કીમ્મત રૂ. ૦-૧૨-૦

# પ્રસ્તાવના.



અત્યારે ચાલતા વિદ્યાના જમાનામાં દરેક રીતે લોકોમાં સંપ સુખ અને સમજણ વધતા પ્રમાણમાં પ્રસરે એવા પ્રયાસો દરેક ભાષામાં પુસ્તકોદ્વારાએ થાય છે. આપણી ગુજરાતી ભાષામાં પણ એ પ્રયાસો ઘણા વર્ષોથી ચાલુ થયેલ હોવાથી આજે ગુજરાતી ભાષા સારા પાયા ઉપર આવી છે. જુના વખતમાં લખાતા ગુજરાતી લેખોમાં અને અત્યારે પ્રચલીત લેખોમાં ભાષા સંસ્કારવાળી તથા વિચારો ઉંચા પ્રકટ કરવામાં આવે છે. ભાષા સહેલી અને સમજી શકાય એ પુસ્તક લોકો ઉત્સાહથી વાંચે છે. અને વાંચેલી બીનાનો નિઃસંશય અંતઃકરણમાં અમલ થાય છે કેટલાક ગુર્જર ભાષાના લેખકો હાલમાં ભાષામાં અને વિચારોમાં કાઠિન્યતા લાગે અને સમજનારને પરિશ્રમ પડે એવું લખવામાં મહત્તાઈ સમજીને પોતાના લેખોમાં ઘણા અઘરા શબ્દો મુકીને સમજનાર વર્ગને વધતી મુશ્કેલીમાં મુકતા જણાય છે. અને તેથી આજે ઘણા લોકો ફરિયાદ કરે છે કે ગુજરાતી ભાષાના અઘરા લેખકોના. ભાવ મતલબ " અમે સમજી શકતા નથી. " અને એ ફરિયાદ ખરી પણ છે.

ભાષા હમેશાં સહેલી, સાદી અને રસીક હોય તો વાંચનારને રસ અને સમજણ બંને પ્રાપ્ત થાય છે. એવો હેતુ લેખક રાખે તો તેની મુરાદ બર આવે છે. આવી રીતે સહેલી ભાષામાં લખાયલા લેખોને પુસ્તકના આકારમાં મુકી, લોકોમાં સહેલી ભાષા, સરસ વિચાર, અને ઉંચી સમજ ફેલાય એવી ઉત્તમ ધારણાથી આ " અનુભવ પ્રકાશ ભાગ ૧ લો " ગુજરાતી પ્રજા સનમુખ પુસ્તકના આકારમાં રજુ કર-

આમાં આવ્યો છે. દુનિઆના વ્યવહારીક પ્રજા ઉપયોગી જુદી જુદી બાબતો વિષે શિક્ષણુ અને અનુભવ મળે એવા આમાં લેખો છે જે લેખો મુંબઇમાં નીકળતા " કપોળ મિત્ર " નામના માસીકમાં જુદા જુદા મથાળા નીચે બહુ સહેલી અને સાદી ભાષામાં પ્રકટ કરવામાં આવતા હતા. આવા લેખો પ્રજાની સમક્ષ પુસ્તકના આકારમાં મુકવા ઉત્તમ છે. કારણુ કે આ જગતમાં સમજુને સમજાવવા કરતાં અણુ-સમજુને સમજાવવાની વધારે જરૂર છે. અને તેથી ભાષાની કાઠિન્યતા કરતાં સરળતા વધારે પસંદ કરવામાં આવે તો લેખકની ધારણા બર આવે છે. અને લોકો તેનું અનુકરણ કરી તે પ્રમાણે ચાલે તો તેથી કલ્યાણ થાય છે.

આવા અનુભવી વિચારો કપોળ મિત્રમાં સહેલી ને સરલ ભાષામાં પ્રદર્શીત કરનાર શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસ છે. જેઓ મુંબઇમાં કપોળ વણીક જ્ઞાતિના જાણીતા શેઠ જાદવજી કમળસીના પૌત્ર છે. આજકાલ શ્રીમંતો મોજ મજાહમાં રહી પોતાની જીંદગીનો વ્યય, કેમ ઇંદ્રિય સુખ વિશેષ પ્રાપ્ત થાય, એવા ખ્યાલો ને હવાઇ પ્રયાસોના વિચાર કરવામાં કરે છે. પરંતુ પોતાના ભાઇઓને કેમ સારી સમજનો લાભ થાય, અને લોકોનાં મન કેમ સુધરે, અને લોકો જગતમાં કેમ વિશેષ શાંતીથી સુખમાં રહી શકે, આવા ઉચ્ચ વિચાર ધરાવનાર શ્રીમાનો આજના વિલાસી વખતમાં બહુ ઓછા છે. લાડી ગાડી ને વાડીની મોજ કરતાં જગતના લોકોના સુખની દરકાર કરનાર થોડા છે. આવા વિલાસી સમયમાં પોતે શ્રીમાન છતાં પણ જગતના લોકોને તથા પોતાની જ્ઞાતિને કેમ વધારે સુખ અને જ્ઞાન પ્રાપ્ત થાય એવા ઉચ્ચ ઉદેશથી કપોળ મિત્રમાં જુદા જુદા સંસાર સુધારા ઉપર અનુભવી લેખો આપે એ માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

શેઠ દ્વારકાદાસનો ઈંગ્લીશ અભ્યાસ લગભગ મેટ્રીક સુધીનો છે. પરંતુ ગુજરાતી ભાષાના તેમના હૃદયમાં સારા સંસ્કારો રોપાયા છે. તેઓ પોતાના વડીલો તરફથી ઉતરી આવેલો રૂની દલાલીનો ધંધો કરે છે. તદ ઉપરાંત મુંબઈમાં જાપાનની જાણીતી જાપાન કૉટન ટ્રેડીંગ કંપનીના રૂના દલાલ છે. અને જેને આખો દિવસ ધંધાને અંગે ફુરસદ મળવી મુસ્કેલ તેમજ બીજાં આસપાસનાં વ્યવહારીક કામો પણ હોવાથી હમેશાં કામમાં પ્રવૃત્ત રહેવું પડે. આવા અણુહદ રોકાણના પ્રસંગમાં પણ ફુરસદ મેળવી પોતાનો વખત વ્યર્થ એશઆરામમાં નહિ ગાળતાં પ્રજાના હિતને અર્થે કાંઈ કાંઈ લેખો વખતો વખત જાહેરમાં આપતા રહી પોતાના જીવનનો યોગ્ય ઉપયોગ કરે છે તેથી તેઓને બેશક ધન્યવાદ ઘટે છે. બીજા સુશીક્ષિત શ્રીમાનોએ શેઠ દ્વારકાદાસના કાર્યનું અનુકરણ કરવું જોઇએ. ગર્ભ શ્રીમંત છતાં નિરાભિમાની અને બીજાને કેમ સુખ થાય એવા સુંદર વિચારો, પોતે ધરાવે છે. મોહોળા ધંધામાં નવરાશનો વખત મળવો મુસ્કેલ છે. એ બીના મુંબઈ જેવા પ્રવૃત્તિવાળા શહેરમાં રહેતા લોકોજ જાણી શકે. તેનો ખરો ખ્યાલ બીજાને આવવો મુસ્કેલ છે.

શેઠ દ્વારકાદાસે ફુરસદ લઈ જે ઉત્તમ કાર્ય કર્યું છે તેનું સુંદર ફળ આ અનુભવ પ્રકાશ ભાગ ૧ લો છે. આપણે ઇચ્છીશું કે શેઠ દ્વારકાદાસ પોતાની ફુરસદનો લાભ આવા સુંદર લેખો લખી પ્રજાને ભવિષ્યમાં પણ આપતા રહે, અને ગુર્જર ભાષાની દીનપ્રતિદીન તેઓના હાથથી સારી સેવા બને એમ આપણે અંતઃકરણથી પ્રભુ પાસ માંગીશું.

અમદાવાદ<br>તા. ૧-૩-૧૭ } **લલ્લુભાઈ કાળીદાસ ઓઝા.**

# અનુક્રમણિકા.



વિષય. પૃષ્ઠ.

# અનુભવ પ્રકાશ

## ભાગ ૧ લો.

---

### વિષયમાં ફસાયલા મનુષ્યનું કલ્યાણ શી રીતે થઇ શકે ?

દુનિયામાં આજકાલ નીતિનો સવાલ ચર્ચાય છે. આ સંસારમાં જગતકર્તા પરમેશ્વરે મનુષ્ય, પશુ પક્ષી વગેરે પ્રાણીઓ ઉત્પન્ન કર્યા છે, તેમાં મનુષ્ય પ્રાણી ઉત્તમ ગણાય છે, કારણ કે પશુ પક્ષી, વગેરેને અને મનુષ્યને આહાર, નિદ્રા, ભય અને મૈથુન તો સરખાંજ છે, પણ મનુષ્યને જ્ઞાન ( બુદ્ધિ ) અધિક બક્ષેલું છે, કે જેનાથી મનુષ્ય ચાહે, તો પોતાનો ઉદ્ધાર કરી શકે તેમ છે. પણ તે જ્ઞાન સંપૂર્ણ રીતે મેળવવું, એ બહુ મુશ્કેલ કામ છે, અને તે જ્ઞાન મેળવી તે પ્રમાણે જીંદગીમાં વર્તન કરવું, એ દરેક મનુષ્યની ફરજ છે. હવે તે જ્ઞાન કેવી રીતે મેળવવું, એવો સ્વભાવિક પ્રશ્ન દરેક મનુષ્યનાં મનમાં આવે છે. તેના જવાબમાં કહેવાનું કે એ ઉત્તમ જ્ઞાન મેળવવા માટે પ્રથમ સુજ્ઞ મનુષ્યે પાંચ વિષયોનો ત્યાગ કરવો. એ તો કોઇક જ વિરલો પુરૂષ તેમ કરી શકે છે, પણ આવા કળજુગના વખતમાં એકાદ

વિષયનો પણ ત્યાગ થાય, તો તે મનુષ્ય પણ સુખી થઇ શકે છે. હવે આપણે એ પાંચ વિષયો ( દુશ્મનો ) નો વિચાર કરીએ તેનાં નામો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ. હવે દરેક વિષયના શું શું ગુણદોષ છે તથા તેમાં ફસાનારની શી દશા થાય છે, તે નિચલાં વિવેચન ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે.

## શબ્દ.

શબ્દ રૂપી વિષય એટલે ગાયન, વજિંત્ર, વાતચીત, વગેરેમાં લુબ્ધ થવું, અને પોતાની સ્થિતિનું ભાન ભૂલી તેમાં ફસાઇ ખુવાર થવું તે. જેમ કે સરપ અને કસ્તુરી મૃગ મધુર વાંસળી, તેમાં મોહીત થઇ લુબ્ધ થઇ સાંભળે છે, ત્યારે તેને પકડનાર પારધી અથવા શીકારી તેને પકડી અને મારી શકે છે. હવે આ ઉપરથી સમજવાનું છે, કે જ્યારે જંગલમાં ફરતો મૃગ, અને સરપ જે પોતાના દીવસો આનંદ અને સ્વતંત્રતા સાથે ભોગવે છે. તે જ્યારે શબ્દ રૂપી વિષયમાં ફસાય છે ત્યારે તેની દુર્દશા ઉપર પ્રમાણે થાય છે. તેવીજ રીતે અજ્ઞાન મનુષ્યો પણ વેશ્યાનાં ગાયન ઉપર અને મીઠા બોલા મનુષ્યના બોલો ઉપર મોહીત થઈ તેને હિતકારક સમજી તેમાં લુબ્ધ થાય છે અને આખરે પેલા મૃગ અને સરપની દશાએ પોંહોંચે છે. આ ઉપરથી સાબીત થાય છે, કે મનુષ્ય જેવો ઉત્તમ પ્રાણી પણ શબ્દ રૂપી વિષયમાંથી બચી શકતો નથી. પણ જો તે ભગવત ભજન, કીર્તન, અને ઇશ્વર સ્તુતિમાં ગાયન ઉપર ધ્યાન રાખી તેમાં લુબ્ધ થઇ જાય, તો તે તેનુ હિત કરી શકે છે. અને તેનું મન નિર્વિકારી થઇ પ્રભુમય થાય છે. ઇશ્વર દરેક મનુષ્યને આવી સદ્બુદ્ધિ આપો.

## સ્પર્શ.

સ્પર્શ રૂપી વિષય એટલે અનાચારમાં લીન થઇ અધોગતિએ પોંહોંચવું તે જેમકે હાથી આ વિષયમાં લપટાયલો હોવાથી જંગલી હાથીઓને પકડવા માટે શીકારી લોકો બનાવટી હાથણી બનાવી ખાડો ખોદી; તેના ઉપર પાટીયું મુકી તે પાટીયા ઉપર બનાવટી હાથણીને ઉભી રાખે છે, એટલે નવો જંગલી હાથી કામાતુર બની તે હાથણી પાસે આવે છે કે તરતજ ખાડામાં પડી જાય છે. એટલે શીકારી લોકો તેને બે ત્રણ દીવસ ભુખ્યો રાખી નરમ બનાવી પોતાને તાબે કરે છે અને કેટલીક વખત હાથીદંત મેળવવા માટે મારી પણ નાંખે છે. હવે આવી રીતે જંગલમાં સ્વતંત્ર રીતે કુદરતી આનંદ ભોગવતા હાથીને સ્પર્શરૂપી એકજ ઇંદ્રીમાં ફસાવાથી આખી જીંદગી પરાધીનતાનાં દુઃખમાં કાઢવી પડે છે. અફસોસની વાત છે કે મનુષ્ય જેવું બુદ્ધિમાન પ્રાણી આ વિષયમાંથી પણ મુક્ત રહી શકતું નથી. અને આ એકજ વિષયમાં લુબ્ધ થવાથી એટલે કામાંધ બનવાથી રાવણ, દુર્યોધન, વગેરે મોટા મોટા લોકોને કેવી આફતોમાંથી પસાર થવું પડયું છે અને તેનાં શું શું પરિણામો આવેલાં છે, તે આપણે ઘણાખરા જાણીએ છીએ. વળી ગૃહસ્થાશ્રમમાં પડેલા મનુષ્યોને પણ એક બીજાની સ્ત્રી સામે ખરાબ નજરથી જોવા માટે તથા તેમની સાથે ગમે તેમ વર્તવા માટે કેટલીક વખત પૈસાની ખુવારી સાથે પોતાની પ્યારી જીંદગીનો પણ ભોગ આપવો પડે છે. એવા દાખલા આજકાલ આપણે ઘણા સાંભળીએ છીએ. આ ઉપરથી સમજવાનું કે ડાહ્યા મનુષ્યે આ વિષયનો ત્યાગ કરવાને પોતાથી બનતો પ્રયત્ન કરવો. ઇશ્વર, દરેક પ્રાણીને આવા વિષય વાસનાના વિકારોમાંથી બચાવો.

## રૂપ.

રૂપનો વિષય એટલે કોઇ પણ ચીજની ખુબસુરતી તરફ મોહીને તેમાં ફસાવું તે. જેમકે પતંગીયું દીવાના પ્રકાશ તરફ મોહીને તે મેળવવા માટે પ્રયત્ન સાથે તેના તરફ ખુશીથી જાય છે અને તેને મળતાં તરતજ બળીને ભસ્મ થઇ પોતાના વ્હાલા પ્રાણનો ત્યાગ કરે છે, તેવી રીતે અજ્ઞાન મનુષ્ય પણ ખુબસુરત સ્ત્રી, સુવર્ણ અને ઝવેરાતના જુદી જુદી જાતના ફેન્સી દાગીનાઓ કે જેની માલેકી પોતાની નહીં હોવા છતાં તે મેળવવા પ્રયત્ન કરે છે. અને આખરે ભયંકર રોગોને શરણે થઇ અને બંદીખાના, વગેરેનાં અસહ્ય દુઃખો વેઠી કેવી અવદશાએ પોંહોંચે છે, તે આપણે સારી રીતે જાણીએ છીએ. છતાં દીલગીરીની વાત છે, કે મનુષ્ય આ વિષયમાંથી પણ દુર રહી શકતો નથી. પરમ દયાળુ પરમેશ્વર દરેકને આવા રૂપ નામના વિષયમાંથી દુર રાખો. કેટલીક ખુબસુરત સ્ત્રીનો પ્યાર મેળવતાં કેટલાકોએ પોતાના પ્રાણ પણ ખોયા છે; એટલે પતંગવત્ સ્થિતિએ પોંહોંચ્યા છે. હવે આવા એકજ દુષ્ટ વિષયમાં ફસાનારની શું દશા થાય છે, તે જુઓ. માટે વિદ્વાન મનુષ્યે આવા વિષયથી દુર રહેવા પ્રયાસ કરવો.

## રસ.

રસ નામનો વિષય એટલે ખાવા પીવાના સ્વાદ તરફ મોહી તેમાં લુબ્ધ થઇ ખુવાર થવું; જેમકે માછલી જેમ અજ્ઞાનતાથી કાંટામાં ભરાવેલો રોટલીનો ટુકડો ઉત્તમ ખોરાક સમજી ખાવા જાય છે કે તરતજ તે કાંટો તેના તાળવામાં ભોકાઇ જઈ તેના પ્રાણ લે છે. તેવીજ રીતે અજ્ઞાન મનુષ્ય સ્વાદિષ્ટ પકવાન અને મિષ્ટાનથી

આપણું શરીર બહુ બળવાન થશે, એવું સમજી ભૂખ ઉપરાંત ખાય છે અને તેનાં પરિણામે અજીરણ, તાવ, મરડો, અતિસાર, વગેરે દુષ્ટ દરદોથી પીડાઇ દુઃખી જીંદગી ગાળે છે. અને કેટલીક વખત તેવો વધુ ખાધેલો ખોરાક જીવલેણ પણ થઈ પડે છે. વળી કેટલાંક અજ્ઞાન નાના નાના બાળકો પણ સાકર, ગોળ, મીઠાઈ જેવા મધુ પદાર્થો અજ્ઞાનતાને લીધે, વધુ ખાઇ ભયંકર માંદગી ભોગવી મરણને શરણ થયેલા આપણે જોઇએ છીએ. વળી કેટલીક વખતે આવા મિષ્ટ પદાર્થોમાં ઝેર વગેરે ભેળીને દગા ફટકા થયેલા પણ આપણે સાંભળેલા છે. વળી કેટલાક મનુષ્યો હદ ઉપરાંત મદીરાપાન કરીને શ્રીમંતાઇથી ગરીબાઇમાં આવી ખુવાર થયેલા અને કેટલાકે જીવ પણ ગુમાવેલા છે, એવું આપણે સાંભળીએ છીએ ને કેટલીક વખત નજરે પણ જોઇએ છીએ. હવે આવી રસ રૂપી ઇંદ્રીમાં ફસાવાથી કેવું ભયંકર પરિણામ આવે છે! તે ઉપરાંત કેટલાક આજકાલ હોટેલોમાં બનતા જુદા જુદા સ્વાદિષ્ટ પદાર્થો તરફ ખેંચાઇ અનિયમિત પણે ખોરાક ખાઇ માંદગીને બીછાને પડે છે, તેનો દરેક મનુષ્યે વિચાર કરવાની જરૂર છે. અહીં કહેવાનો ભાવાર્થ એવો નથી કે મનુષ્યે કાંઇ પણ ખોરાક અથવા પ્રવાહી પદાર્થ લેવો નહીં. પણ તેનો અર્થ એ છે કે આવા પદાર્થોના સ્વાદમાં લુબ્ધ બની હદ ઉપરાંત તે ખાવો પીવો નહીં કે જેથી ઉપરનું પરિણામ આવે ને દુઃખી થવું પડે. પણ અ-જાયબ જેવું છે કે મનુષ્ય આ વિષયમાંથી છુટી શકતો નથી. અને આખરે તે વિષયમાં મોહી ઉપર પ્રમાણે દુઃખી થાય છે. પરમેશ્વર આવા મનુષ્યને આવા વિષયમાં નહીં જાય, તેને માટે સદ્‌બુદ્ધિ આપો.

## ગંધ.

ગંધ રૂપી વિષય એટલે કોઈ પણ ચીજની સુગંધી અથવા

સુવાસ તરફ મોહીત થઈ તેમાં ફસાઇને અધોગતિએ પોહોંચવું તે. આ વિષયમાં ભ્રમર ફસેલો જણાય છે, કારણ કે ભ્રમર કમળની સુવાસ તરફ મોહી તેના ઉપર બેસે છે અને તેમાં એવો તો લીન થઇ જાય છે, કે સંધ્યાકાળે સૂર્યાસ્ત વખતે પોતાને ઘેર જવું એ પણ ભૂલી જાય છે અને સૂર્ય અસ્ત થાય છે કે તરતજ કમળની ખીલેલી પાંખડીઓ ભ્રમર સહીત બીડાઇ જાય છે. તે વખતે તેની સુગંધમાં લુબ્ધ થયેલો ભમરો સ્વભાવિક રીતે કેદીની માફક કમળમાં પુરાઇ જાય છે. હવે એવી રીતે પુરાયા પછી તેને નિજ ઘરનું ભાન થાય છે, તે વખતે તે બહાર નીકળવાને બહુ ફાંફા મારે છે પણ કમળની બીડાયલી પાંખડીઓ એવી તો સખત રીતે બીડાયલી હોય છે; કે તે બહાર નીકળી શકતો નથી. આખરે બહાર નીકળવાને બહુ યુદ્ધ કરતાં તે થાકીને નબળો પડી અંતે પોતાના પ્યારા જીવને ખુવે છે. હવે આ ઉપરથી સમજવાનું કે મનુષ્યે પણ કેટલાક પદાર્થોના ગુણ દોષ જાણ્યા વગર તેની સુગંધ અથવા વાસ લેવી નહીં, કારણ કે કેટલીક ઝેરી દવાઓ અને ફુલો એવા હોય છે કે તેની વાસથી ખ-રાબ જંતુઓ નાકમાં અને મગજમાં દાખલ થઇ ભયંકર પરિણામ ઉપજાવે છે. વળી સેંટ, અત્તર, વગેરે સારી મધુર સુગંધવાળા પદાર્થો તરફ મોહી તેનો ઉપયોગ ચાલુ રીતે વધુ પ્રમાણમાં કરવાથી અને તપખીર જેવો ખરાબ પદાર્થ પણ વ્યસનને આધીન થઇ સુંઘવાથી આપણી સુંઘવાની ઇંદ્રી નબળી પડી જાય છે. પછી આવા મનુષ્યને સુવાસિક અત્તર પણ સાધારણ તેલ જેવું અને તપખીર તે પણ સાધારણ માટી જેવી લાગે છે. આવા લોકોને ગટરની દુર્ગંધવાળી જગાએ લાંબો વખત બેસાડીએ, તો પણ તેને દુર્ગંધ લાગતી નથી. હવે પૈસાને ભોગે આવા સુવાસિક પદાર્થો અને તપખીર હદબહાર

વાપરી તેમાં લુબ્ધ થવાથી કેવું વિષવત્ પરિણામ આવે છે, તેનો પૂરેપૂરો વિચાર દરેક સમજુ માણસે કરવાની જરૂર છે. જે દુર્ગંધી વાળી હવા લાખો ભયંકર રોગ ઉત્પન્ન કરનારાં જંતુઓથી ભરેલી હોય છે, તેનું આવા મનુષ્યોહે સુંઘવાની ઇન્દ્રી નબળી હોવાથી ભાન રહેતું નથી, એટલે લાંબો વખત તેવી જગામાં રહેવાથી આવા ભયંકર રોગોથી પટકાઇ પડવાનો આવા મનુષ્યોને ઘણો સંભવ છે. માટે સમજુ માણસે આવા ગંધ રૂપી વિષયમાં લુબ્ધ થવું નહીં, કે જેથી ઉપરનું પરિણામ આવે. આ વ્યસનને પણ મનુષ્ય છોડી શકતો નથી. એ પણ શોચનિય છે. ઇશ્વર આવા અજ્ઞાન મનુષ્યોને આવા વ્યસનમાં જતાં અટકાવો અને સદ્બુદ્ધિ આપો.

વાંચનાર, આ ઉપરથી સમજવાનું છે કે ઉપરના પાંચ વિષયમાં ફસાયલા મનુષ્યની કેવી અધોગતિ થાય છે ? જે જે પ્રાણીઓ એકેક વિષયમાં ફસાયલા છે, તેની દુર્દશા ઉપર પ્રમાણે થયેલી છે; તો મનુષ્ય તો પાંચે વિષયમાં ફસાયલો માલમ પડે છે, તો તેનું કલ્યાણ શી રીતે થાય ? તેના જવાબમાં કહેવાનું કે મનુષ્ય જે પાંચે ઇન્દ્રીના વિષયમાં ફસાયલો છે, તેનું કલ્યાણ અથવા ઉદ્ધાર થવો બહુ મુસ્કેલ છે. પણ જો તે આ સંસારની મોહ જાળ છોડી અને પાંચે વિષયનો ત્યાગ કરે અને દયા દાન અને દીનતા રાખે અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વગેરેનો ત્યાગ કરે, ઇર્ષા, નિંદા, વગેરેને ધિક્કારે, અને પ્રમાણિકપણું અને સત્યતા ધારણ કરે, નમ્રતા રાખે, પરસ્ત્રીને માત સમાન ગણે અને કોઇ પણ પદાર્થમાં ભિન્ન ભાવ રાખે નહીં અને સમાન દૃષ્ટિથી સઘળા પદાર્થને જુએ, ઇશ્વર ભજનમાં પ્રીતિ રાખે, જુઠ તરફ તિરસ્કાર બતાવે, અને પોતાની ફરજ ઉદ્યોગી થઈ અને

આળસ રહિત થઈ ખંતથી બજાવે, તો જ મનુષ્ય આ જીંદગીમાં પોતાનું કલ્યાણ કરી શકે છે. છેવટે હું પરમ દયાળુ પરમેશ્વર પાસે એટલુંજ માગું છું કે, તમે અમારા જેવા અજ્ઞાનોને સદ્બુદ્ધિ આપી ઉપરના પાંચ વિષયમાંથી ફસાતા અમને બચાવો અને અમારી ફરજ અમે સારી રીતે ઉપર પ્રમાણે બજાવી અમે સુખી થઇએ અને અ-મારૂં કલ્યાણ થાય, તેવી રીતે સદ્વર્તન કરવા અમને સદ્બુદ્ધિ આપો.

---

## આહાર વિહારનું નિયમિતપણું.

આહાર એટલે કોઈબી જાતનો ખોરાક ખાવો અથવા પ્રવાહી પદાર્થ પીવો તે. અને વિહાર એટલે વિષયાદિ સુખો ભોગવવાં, ઉંઘવું અને ઉજાગરો વગેરે કરી આનંદ પામવું તે. હવે આહાર અને વિ-હારનું નિયમિતપણું રાખવાવાળા મનુષ્યો સારા તન્દુરસ્તી ભોગવતા જોઈએ છીએ. તે વખતે આપણને એમ થાય છે કે આપણી તન-દુરસ્તી નરમ રહે છે, તેનું કારણ શું ? તેના જવાબમાં કહેવાનું કે ફક્ત આહાર વિહારના અનિયમિતપણાથીજ આપણે આપણી શરીર સુખકારીના બગાડનાર છીએ. કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" અને અંગ્રેજીમાં પણ એક કહેવત છે કે (health is wealth) "તન્દુરસ્તી એજ પૈસા છે." હવે આપણી તન્દુરસ્તી સારી નહીં રહેતી હોય, તો, તો આપણું દ્રવ્ય, બાઇડી, છોકરાં, રાજમહેલ જેવાં મકાનો, વગેરે આપણા વૈભવો આપણને કડવાં

ઝેર જેવાં લાગે છે. અને આપણું મન ચિંતાતુર સ્થિતિમાં રહે છે. હવે આવી સારી તન્દુરસ્તી ભોગવવાને દરેક મનુષ્યને સ્વભાવિક ઇચ્છા થાય છે, પણ તે મેળવવાને આપણે આહાર વિહારનાં નિયમિતપણાની કેટલી જરૂર છે, તે વિષે તો ઘણા થોડાનેજ વિચારો આવતા હશે. આ વિષય આપણને ઘણોજ ઉપયોગી છે, એવું સમજી અહીં લખું છું, તો વાંચનારાંઓ તે બરાબર ધ્યાન રાખી વાંચશે અને ભવિષ્યમાં તે પ્રમાણે વર્તન કરવાનો પ્રયાસ કરશે, એવી આશા છે. પહેલાં આપણે આહારના વિષયનો વિચાર કરીશું.

## આહાર.

આ પૃથ્વીમાં દરેક પ્રાણીને પોતાના જીવનમાં પોષણ માટે આહારની તો જરૂર જ છે. પણ તે નિયમિતપણાથી કરવામાં આવે, તો ફાયદા થાય છે, પણ જો અનિયમિતપણાથી કરવામાં આવે છે, તો ફાયદાને બદલે અવગુણ થાય છે. કોઈ પણ જાતના ખાવાના સ્વાદિષ્ટ પદાર્થો ભૂખ કરતાં વધુ પ્રમાણમાં ખાવાથી ઝાડા, અજીરણ વગેરે ભયંકર વ્યાધિઓ થાય છે. અને તે વખતે હમેશનો સાદો ખોરાક પણ દાક્તરો આપણને લેવાને ના પાડે છે. અને દુધ, કાંજી જેવો હલકો ખોરાક લેવાની ભલામણ કરે છે. હવે આવી રીતે હલકો ખોરાક ખાવાથી તન્દુરસ્તી પાછી સુધરે છે, પણ પાછું અનિયમિતપણાની ભૂલને લીધે ફરીથી ઉપલાં દરદોથી પટકાવાના સંભવો ઉભા થાય છે. તન્દુરસ્ત માણસે દીવસ અને રાત મળી બે વાર માફક સર ખોરાક પાચન થાય તેટલો લેવાની જરૂર છે, પણ જેને શારીરિક મહેનત વધુ કરવાની હોય છે, તે એકાદ વખત વધુ ખોરાક તેની ભૂખના પ્રમાણમાં ખાય, તો તેમાં ખોટું નથી. ઉપરના

નિયમ વિરૂદ્ધ આજકાલ આપણે કેટલાકને હોટેલોના સ્વાદિષ્ટ પદાર્થો તરફ અને પાર્ટી વગેરે જમણુવારના સ્વાદવાળાં મિષ્ટાનો તરફ લલચાઇ ત્રણુ ચાર વાર અથવા તેથી વધુ વખત જુદા જુદા પદાર્થો ખાતાં જોઇએ છીએ. તે લોકોને પૂછતાં કહે છે કે અમને પાચન થાય છે, તેથી ખાઇએ છીએ; પણુ તે લોકો સમજતા નથી કે વધુ ખોરાક ખાવાથી તેમની જઠરની પાચન ક્રિયાના સાંચાને વધુ કામ રાત દિવસ કરવું પડે છે અને તેથી આખરે થોડા વખતમાં તે સાંચાઓ ગજા ઉપરાંત કામ કરવાથી થાકીને લોથ જેવા થઇ જાય છે. તે વખતે સાધારણુ હલકો ખોરાક પણુ તે પાચન કરી શકતા નથી. સારી સુખાકારી ભોગવતા માણુસોની પાચનશક્તિ એકાએક બગડવાનું આ કારણુ હોવું જોઇએ. એક તેજી ઘોડાને તેની ચાલમાં ચાલવા દઇએ, તો તે આપણે ખુશ થઇએ એવી સારી ચાલમાં તે ચાલે છે, પણુ તેને વધુ જોરમાં ચાલુ રીતે લાંબો વખત હાંકીએ, તો તે થાકી લોથ થઇ કોઇ સાથ અથડાય છે અથવા ઠોકર ખાઇ પડે છે, પણુ તેને થોડો વખત આરામ આપી ચલાવીએ, તો તે અસલ ચાલમાં પાછો ચાલે છે. તેવીજ રીતે કોઇ વાર અનિયમિતપણાથી જઠર ઉપર બોજો વધારે થયો હોય, તો એકાદ અપવાસ અથવા લંઘન કરવાથી ઘણોજ ફાયદો થાય છે. એકાદશી, વગેરે વ્રતોમાં અપવાસ કરવાનો રીવાજ શાસ્ત્રકારોએ ફરમાવેલો છે, તે વૈદકશાસ્ત્રને અનુસરીને ફરમાવ્યો હોય, તેમ જણુાય છે. પણુ આજકાલ કેટલાક અજ્ઞાન મનુષ્યો આવા વ્રતને દિવસે ફળાહારને બદલે બરફી, પેંડા, સીંગોડાનો શેરો, પુરી તથા રાજગરાનો દુધપાક, ઘીમાં તળેલાં બટેટાં, સુરણુ, કંદ વગેરે પાચન થવામાં ભારે અને સ્વાદિષ્ટ પકવાનો સરખા પદાર્થો બનાવી વધુ પ્રમાણુમાં ખાય છે ને પોતે

અપવાસ કીધો છે, એવું જાહેર કરે છે. હવે આ તે અપવાસ કે જમણવાર કહેવાય, તેનો વિચાર આવી રીતે કરનાર મનુષ્યે પોતે જ કરવાનો છે. આવા અપવાસને દિવસે કંદોઈની દુકાને વેચાતાં બરફી, પેંડા, કેટલીક વખત વાસી લાંબા વખતથી પડેલા માવામાંથી બનાવેલા હોય છે. તે ખાવાથી પણ કેટલાકની તન્દુરસ્તી બગડે છે. કેટલીક વખત દુધ પણ વાસી હોવાથી અને માવો ખરાબ હોવાથી ખાનારને ઝાડા, કોલેરા વગેરે દરદો થવાનો ઘણો ભય રહે છે; માટે ડાહ્યા મનુષ્યે આવી ચીજો સારા વિશ્વાસુ અને પ્રમાણિક કંદોઇની દુકાનેથી વધુ દામ આપી ખરીદવી. ઓછી કીંમત તરફ લલચાઇ દરદના પંજામાં ફસાઇએ નહીં, તેનું ખૂબ ધ્યાન રાખવું. વળી એટલું પણ યાદ રાખવું કે ખાવાનો પદાર્થ બરાબર ચડેલો અથવા શેકેલો હોવો જોઇએ. તે કાચો હોવાથી પણ કેટલાંક દરદો થવા સંભવ છે. કેટલીક વીશીઓમાં કાચી રોટલી, પુરી વગેરે ખાવાથી પણ કેટલાકની તન્દુરસ્તી બગડે છે. તો આવા બેદરકાર વીશી વાળાનો પણ ત્યાગ કરવાની જરૂર છે. કેટલાકને સવારના ઉઠતાંને વાર ચા અથવા કાફી પીવાની ટેવ હોય છે. ખરી રીતે સારી તન્દુરસ્તી મેળવવા માટે દુધ સવારના પીવું તે ઉત્તમ છે, પણ તે પીવાનું ન ગમે, તો ચા અથવા કાફી સાથે સવારના થોડો નાસ્તો લેવો, એ વધારે સારૂં છે. નરણે કોઠે એકલી ચા અથવા કાફી નુકશાન કરતા જણાઇ છે. ચા અને કાફી થાકેલા મનુષ્યને તાજગી આપે છે અને તેની સાથે ખાધેલા ખોરાકને પાચન કરે છે. કાફી એકલી વધુ વખત પીવાથી ધાતુને ઘણું નુકશાન થાય છે. અને ચા વધુ પીવાથી જઠરાગ્નિ મંદ પડી જાય છે. રાતના સૂતી વખતે કાફી અથવા ચા પીવાથી ઉંઘ આવતી

અટકે છે. બહુ કડક ચા પીવાથી શાંત લોહી તપી બગડે છે. ચાલુ રીતે કડક ચા પીવી બહુ નુકશાનકારક છે.

## છાસ કેવી છે?

હવે દહી અને છાસ પણ ખાવાના પદાર્થો હોવાથી તેનો પણ વિચાર કરવાની જરૂર છે. વાયુ અને કફ પ્રકૃતિના મનુષ્યને દહી ફાયદો કરતું નથી, પણ છાસ બનતાં સુધી દરેકને ફાયદો કરે છે. ભોજનને અંતે છાસ પીવી, એ ઘણો ફાયદો કર્તા છે. કેટલાક વૈદો સંગ્રહણી, વગેરેના દરદોમાં દરદીને છાશ પીવાની ભલામણ કરે છે. છાસ તાકાતદાર અને મગજને ઠંડક આપનાર છે. કાઠીઆવાડમાં ઉનાળામાં કેટલાક લોકોને છાસ નહી મળવાથી અને બાજરીનો હમેશનો ખોરાક ખાવાથી કેટલીકવાર આંખે અંધારાં આવે છે તડકામાં મહેનત કરનારાઓને માટે છાસ જેવું ઉત્તમ પીણું એક પણ નથી. આજકાલ કેટલાકો સોડા, આઇસ, કોલ્ડડ્રીંગ, વગેરે ઠંડક માટે પીએ છે. અને આઇસક્રીમ વગેરે ખાય છે, પણ જો તે લોકો છાસ, માખણ વગેરે ખાઇને અનુભવ લે, તો તે લોકોને આવા સોડા, આઇસક્રીમ વગેરે પદાર્થો તરફ તિરસ્કાર થયા વગર રહેશે નહીં. આ ઉપરથી એમ નથી સમજવાનું કે આઇસ, સોડા, આઇસક્રીમ વગેરે બીલકુલ ખાવાં નહીં. પણ એ પદાર્થો અને છાસ, માખણ, દહી વગેરેના ગુણોમાં શું ફેર છે, તે જાણવા માટે અહીં લખેલું છે. ટુંકામાં એટલુંજ કહેવાનું કે આપણો જે વનસ્પતિનો ખોરાક છે, તે ઘણોજ ઉત્તમ અને સેહેલાઇથી પાચન થાય તેવો ગુણકારક છે, તો તે નિયમિત રીતે ખાઇ આપણે તન્દુરસ્ત રહેવું. કેટલાક હિંદુઓ વનસ્પતિના આપણા ખોરાકને ખરાબ ગણી માંસાદિ ખોરાક ખા-

વાનું પસંદ કરે છે, પણ એ તેમની મોટી ભૂલ છે. યુરોપ અમેરી-
કાના મોટા વિદ્વાનોએ આપણો વનસ્પતિનો ખોરાક ઉત્તમ છે,
એમ દાક્તરોએ કબુલ કરેલું છે. અને એ ખોરાક ખાનારાઓનાં
મોટા મંડળો ત્યાં હસ્તીમાં આવેલાં આપણે સાંભળેલા છે; માટે
આપણો વનસ્પતિનો ખોરાક શક્તિવાળો નથી, એવો જેમને વહેમ
હોય, તેમણે તે વહેમ રાખવો નહીં. કેટલાકો એમ સમજે છે કે
આપણા શરીરમાં ગરમી લાવવાને દારૂ જેવો એક પણ પદાર્થ નથી.
પણ તે લોકો મોટી ભૂલ કરે છે; કેમકે કસ્તુરી, અંબર, વગેરે એવા
ગરમ પદાર્થો ઇશ્વરે મનુષ્યને માટે ઉત્પન્ન કર્યા છે કે દારૂની ગરમી
તો કાંઇ બીસાદમાં નથી. દારૂ શરૂઆતમાં ગરમી અને જુસ્સો દે-
ખાડે છે, પણ થોડા વખત પછી શરીર ઠંડુ પાડી અશક્ત બનાવે
છે. આવી અશક્તિ માલમ પડવાથી પાછી જાગ્રતિ લાવવા પીનાર
લલચાય છે. છતાં આવી રીતે ઘડી ઘડી ઉપયોગ કરવાથી તેને આ-
દત પડી જાય છે. અને અંતે આવી આદત પડવાથી પૈસા, આબરૂ,
તન્દુરસ્તીનો ભોગ આવા મનુષ્યને આપવો પડે છે. માટે દારૂમાં વધુ
ગરમી લાવવાનો ગુણ છે, આવો મૂર્ખાઈ ભર્યો વિચાર પણ ડાહ્યા
મનુષ્યે છોડી દેવો. કેટલાકો એમ સમજે છે કે વધુ ખોરાક ખાવાથી
આપણું શરીર બળવાન થશે, પણ એ ભૂલ છે. તમે તમારી ભૂખનાં
પ્રમાણમાં નિયમિત ખોરાક ખાશો. અને તે કસરત વગેરે વ્યાયામ
કરી પાચન કરશો, તોજ તમારૂં શરીર બળવાન અને તનદુરસ્ત થશે
અને તમે ઉંચા અને ભારે પકવાનો ખાશો અને શારીરિક કસરત
નહીં કરશો, તો શરીરમાં મેદ વિકાર થઇ શરીર જાડું થઇ દુર્બળ
થતું જશે. વધુ ઘી અને દુધનો ખોરાક ખાવાથી ચરબી અને મેદની
શરીરમાં વૃદ્ધિ થાય છે, માટે વધુ ઘી ખાનારાઓએ યાદ રાખવાનું

છે કે તેમના ખાધેલા પૌષ્ટિક ખોરાકનાં પ્રમાણમાં તેમને વધુ કસરત કરવાની જરૂર છે. જાડું અને ચરબીવાળું પુષ્ટ શરીર વગર કસરતે દિવસે દિવસે અશક્ત થતું જાય છે.

## કયો ખોરાક સારો છે ?

ઘણું કરીને શ્રીમંતો આ નિયમો પ્રમાણે વર્તતા નથી અને તેથી બરાબર સારી સુખકારીમાં તે લોકો રહી શકતા નથી, એવું આપણે ઘણા દાખલાઓમાં જોઇએ છીએ. લીંબુ, નારંગી, દાડમ, દરાખ, વગેરે ફળો જમ્યા પછી ખાવાં વધારે ફાયદાકારક છે. સસતા સડેલાં ફળો તનદુરસ્તી બગાડનારાં છે. ગરમ મસાલો, તેલ મરચાં વધુ પ્રમાણમાં બનતા સુધી ખોરાકમાં ભેળવાં નહી. લાલાના હલકા તેલની બનાવેલી ચીજો ખાવાથી લોહી બગડે છે. બહુ ગરમ એટલે ઉના પદાર્થો ખાવાથી દાંત નબળા પડે છે. પાન સોપારી, એલચી, વગેરે થોડાં પ્રમાણમાં ઉપયોગ કરવાથી ફાયદો થાય છે. બનતાં સુધી બજારમાં વેચાતી પાનની પટી ખાવી નહીં, કારણ કે તેમાં ચૂનો, કાથો, સોપારી હલકી જાતના હોય છે. વળી કેટલીકવાર વધુ ચૂનો હોવાથી કેટલાકનું મોં આવી જાય છે. સોપારીમાં ખોરાક પાચન કરવાનો ગુણ છે, પણ વધુ પ્રમાણમાં ખાવાથી ખાંસી અને કફ કરે છે. વધુ સાકરનો ઉપયોગ બનતાં સુધી કરવો નહીં, કારણ કે ઘણા મીઠા પદાર્થો ચાલુ રીતે ખાવાથી તન્દુરસ્તીને ફાયદાને બદલે નુકશાન કરે છે. દરેક ચીજનો થોડો અને નિયમિતપણે ઉપયોગ કરવાથી ફાયદોજ થાય છે, પણ અનિયમિતપણે અને વધુ પ્રમાણમાં ઉપયોગ કરવાથી ફાયદાને બદલે નુકશાન થાય છે, માટે શાણા મનુષ્યોએ આ વિષય બરાબર વાંચી આહારના સંબંધમાં નિયમિત રહેવાનો પ્રયાસ

કરવો, કે જેથી કરીને પોતાની તન્દુરસ્તી સુધરે અને પોતે આ દુનીઆના દરેક સુખો ભોગવી શકે, કારણુ કે તન્દુરસ્તી સારી હોય, તો આપણે દેશાટણ વગેરે કરી શકીએ છીએ. અને સારાં પરમાર્થનાં અથવા કોઇ પણ શુભ કામમાં ભાગ લઇ શકીએ છીએ. પણ જો તન્દુરસ્તી સારી નહીં હોય, તો મનુષ્યથી કોઇ પણ સારાં કામો બનવાં મુસ્કેલ છે, માટે દરેક મનુષ્યે તન્દુરસ્ત રહેવાને ઉપરના નિયમો પાળવા. આપણા વેપાર ધંધામાં ફારેગ થઇ સાંજે ખુલ્લી જગામાં પગે ચાલી ફરવા જવું. એ વેપારી લાઇનના માણસોને વધારે સારી કસરત છે. બાળકોએ ક્રીકેટ, દોડવું, કસરત શાળામાં જવું એ કસરતો તેમને માટે સારી છે. બૈરાંઓ માટે રાંધવું, પાણી ભરવું, દળવું, વગેરે ઘરકામ કરવું, એ કસરતો તેમને માટે સારી છે. શ્રીમંત સ્ત્રીઓ ઉપરનાં કામ કરતાં શરમાય છે, તે દીલગીરી ભરેલું છે. ઉપર પ્રમાણે કસરતના જુદા જુદા નિયમો છે. તેમાંથી જે જેને પસંદ પડે તેમ કરવું, પણ દરેક મનુષ્યે કાંઇ પણ કસરત કરવી જોઇએ, એ ખૂબ ધ્યાનમાં રાખવું. દાણા બંદરનો એક મજુર એક છમણની ગુણ ખાંધ ઉપર મુકી ત્રણ ચાર માળ ઉપર સહેલાઇથી ચડાવી દે છે. એક હેલકરી બે ત્રણ મણ બોજો બે ગાઉ સેહેલાઈથી લઈ જાય છે. એ બધી તાકાદ મહેનતથી તેમના શરીરમાં ઉત્પન્ન થયેલી હોય છે, માટે આપણે તન્દુરસ્ત રહેવાને ઉપરના નિયમો પાળવા. ઇશ્વર! દરેક મનુષ્યને ઉપરના નિયમો પાળવાને સદ્‌બુદ્ધિ આપો અને તન્દુરસ્ત રાખો એવી તમારી પાસે અમારી પ્રાર્થના છે.

## વિહાર.

આહારનાં નિયમિતપણાથી થતા ફાયદાઓ વિષે વાંચ્યું છે. એક માણસ "આહાર" નિયમિતપણાના બધા નિયમો પાળે અને

"વિહાર" નાં નિયમિતપણાના બધા નિયમો ન પાળે, તો તે સારી સુખાકારીમાં રહી શકતો નથી. કુદરતનું ફરમાન છે કે દરદી માણસો જેમ નિરોગી બનવા માટે દાકતરોનાં કહેવા પ્રમાણે પથ્ય પાળી રોગ મુક્ત થાય છે, તેવીજ રીતે રોગી અને નીરોગી મનુષ્યો જો "આહાર વિહારનું નિયમીતપણું" રાખશે, તો તે લોકોને બનતાં સુધી દાક્તરોની દવા ઘડી ઘડી ખાવાનો પ્રસંગ આવશે નહિં અને એવા મનુષ્યો સંપૂર્ણ તન્દુરસ્તી ભોગવી સુખી થઈ દીર્ઘાયુષ્યવાળા થશે, એમાં જરા પણ સંશય નથી; અને એ નિયમોનું ઉલંઘન કરનારને કુદરત વહેલે મોડે પણ શિક્ષા કર્યા વગર રહેતી નથી, એ નક્કી સમજવું. હવે દરેક મનુષ્યને સ્વભાવિક પોતાના મનમાં પ્રશ્ન થશે કે આવા તો શું ઉત્તમ નિયમો કુદરતના હશે કે જેના ફાયદા એટલા બધા છે; પણ જેઓ તેના નિયમો પાળે છે અને સારી સુખાકારીમાં રહે છે, તેઓજ આનાથી થતા લાભો જાણી શકે છે; માટે જેઓ આ નિયમો જાણતા નથી અને અજ્ઞાન છે, તેવા લોકોને ઉપયોગી થઇ પડે તેવું ધારી અહીં તે નિયમો નીચે પ્રમાણે પ્રગટ કરવામાં આવ્યા છે, તો વાંચનારાઓ તે લક્ષ લઇ વાંચી તે પ્રમાણે વર્તન કરી સુખી થશે, એવી આશા છે:—

"વિહાર" એટલે ઉંઘવું, જાગરણ કરવું, અને વિષયાદિ સુખો ભોગવી આનંદ પામવું તે. આપણને સારી તનદુરસ્તીમાં રહેવા માટે સાત કલાક ઉંઘની જરૂર છે. દિવસે પ્રમાણિકપણે પોતાનો ઉદ્યોગ કરી રાત્રે આપણા શરીરમાં અવયવોને ઉંઘથી આશાએસ આપવાની જરૂર છે; અને તેને બદલે આજકાલ કેટલાકો મોડી રાત સુધી જાગરણ કરે છે અને દીવસના સૂર્યોદય પહેલાં ઉઠવાને બદલે સહવારના

નવ દસ વાગા સુધી ઉઠતા નથી. આ ઉપરથી એટલું તો પુરવાર થાય છે કે રાત્રે મોડા સુનારને દીવસે મોડું ઉઠવું પડે છે; અને પ્રભાતના પોહોરના એક નિયમનો ભંગ કરવાવાળો મનુષ્ય દિવસના પોતાના ઉદ્યોગના બીજા નિયમોમાં પણ અનિયમિત થાય છે. કેટલાકોને હમેશાં નાટકો વગેરે જોવા અને વેશ્યાઓનાં મકાનો તરફ ભટકવા મોડી રાત્ર સુધી જાગરણ કરવાની ટેવ ખરાબ સોબતને લીધે પડેલી જોવામાં આવે છે; પણ રાત્રે જાગરણુ કરવાથી અને દિવસે મોડા ઉઠવાથી આપણે સારી સુખાકારીમાં રહી શકતા નથી. અગાઉ થઇ ગએલા વિદ્વાનો અને મોટા મનુષ્યોનાં જીવન ચરિત્રો વાંચશો, તો જણાશે કે તેઓ સૂર્યોદય અગાઉ ઉઠવાવાળા હતા અને દીવસે ભગીરથ ઉદ્યોગી રહેતા. કેટલાક શ્રીમંતોને જ્યાં સુધી તેઓ પાસે પૈસાનું જોર હોય છે, ત્યાં સુધી મોડી રાત્ર સુધી જાગરણુ કરવાનું અને દીવસે મોડા ઉઠવાનું પરવડશે, પણ આવા મનુષ્યો જ્યારે દ્રવ્યહીન થાય છે, ત્યારેજ તેઓને પસ્તાવો થાય છે કે કુદરતના નિયમનું ઉલ્લંઘન કરવાથી શું પરિણામ આવ્યું છે? આપણો ખાધેલો ખોરાક રાત્રે જાગરણુ થવાથી પાચન થતો નથી અને તે પાચન નહીં થવાથી ઘણાં દરદો થવાનો સંભવ છે. અને તેથી જ્યારે ઘરમાં મંદવાડ હોય ત્યારે અથવા મુસાફરીમાં જ્યારે જાગરણુની જરૂર પડે, ત્યારે બનતાં સુધી રાત્રે હલકો ખોરાક લેવો, ભારે મિષ્ટાનવાળો પદાર્થ ખાવો નહિં. બહુ ભારે પકવાનો રાતની વખતે ખાવાથી ઉંઘ બરાબર આવતી નથી.

## કેવા ઓરડામાં સૂવું?

સૂવાના ઓરડામાં ગ્યાસતેલની બળતી બત્તી બનતાં સુધી

રાખવી નહીં, કારણ કે ઘાસતેલનો ધુમાડો રાત્રે શ્વાસમાં જવાથી આપણી શ્વાસની ક્રિયામાં ખલલ થાય છે અને તેથી કરીને છાતી નબળી થવાનો લાંબે વખતે સંભવ થાય છે. માટે સૂવાના ઓરડામાં બનતાં સુધી દીવો રાખવો પડે, તો ખોપરેલ કે દીવેલનો દીવો અથવા મીણબતી સળગાવીને રાખવી. સૂવાના ઓરડામાં હવા આવજા કરે, તેવી રીતે બારીઓ ઉઘાડી રાખવી. કેટલાકો સૂતી વખતે સુવાના ઓરડાની બધી બારીઓ બંધ કરે છે અથવા મોઢા ઉપર ઓઢી જાય છે. એ ટેવ નુકશાનકારક છે. સુતી વખતે આખાં શરીરને ઢાંકી મોઢાનો ભાગ સ્વચ્છ હવા દમમાં જવા ખુલ્લો રાખવો, એ વધારે સલાહ ભરેલું છે. મચ્છરના ઉપદ્રવાળી જગામાં મચ્છરદાની વાપરી સૂવું, કારણ કે કેટલીક વખત મચ્છરના ડંખોથી મેલેરીઅલ તાવ વગેરે દરદો ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. નાટકની જીંદગી ગાળનારાઓ ઉજાગરાથી પોતાની જીંદગી ટુંકી કરે છે તેમાં જરા પણ શક નથી. પેટને વાસ્તે આ દુનિયામાં દરેક મનુષ્ય ઉધમ કરે છે. જેમકે પોલીસના સીપાઇઓ, રેલવેના નોકરો, નાટકવાળાઓ કે જેને રાત્રે પોતાની નોકરી ઉપર હાજર થવાનું હોય છે તેઓને તો લાચારીથી જાગ્યા વગર છુટકો નથી, પણ ઇશ્વરે જેને બધી રીતે અનુકુળતા આપી હોય છતાં રાત્રે જાગરણ કરી તન્દુરસ્તી બગાડે, એના જેવી બીજી એકે મૂર્ખાઈ નથી. લાંબો વખત ચાલુ રીતે ઉજાગરા કરવાવાળાની પાચન શકિત તથા યાદદાસ્ત નબળી થાય છે. શરીર નબળું અને નિસ્તેજ થાય છે; અને કોઈ પણ સારાં કામમાં ભાગ લેવાનો ઉત્સાહ મંદ પડેલો જણાય છે અને એવા માણસોનું મન બેચેન અને ઉદાસી જણાય છે. નીતિનું એક વાકય છે કેઃ—

"રાતે વહેલા જે સુએ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

અંગ્રેજીમાં પણ એવીજ કહેવત છેઃ—

માટે સારી સુખાકારીમાં રહેવા ઇચ્છતાં મનુષ્યને ઉપરના નિ-યમો પાળવા, એટલે બનતાં સુધી મોડી રાત્ર સુધી જાગરણ કરવું નહિં રાત્રે સૂતી વખતે ચાહ, કાફી વગેરે પીવાથી પણ ઉંઘ આવતી અટકે છે. હવે રાત્રે નાટક જોવા જવાવાળા તથા ખરાબ છંદોમાં ફસાયલા ખુશીથી ઉજાગરો કરી આનંદ પામે છે, પણ લાંબો વખત એ પ્રમાણે જેઓ કરે છે, તેઓ દીવા પાસે જનાર પતંગીઆની જે સ્થિતિ થાય છે, તેવી પોતાની સારી સુખકારીને બગાડે છે, અને કેટલાક ભયંકર રોગોને શરણ થાય છે, એમાં જરા પણ શક નથી.

## આપણો ગ્રહસ્થાશ્રમ.

બીજું મનુષ્યે ગ્રહસ્થાશ્રમમાં પડયા પછી તેને વિષયાદિ સુખ કેવી રીતે અને કયા નિયમોથી ભોગવવું, એ પહેલાં જાણવાની જરૂર છે. પશુ, પક્ષી, મનુષ્ય વગેરે પ્રાણીને આ દુનિયામાં પરમેશ્વરે આહાર, નિદ્રા, ભયઅને મૈથુન સરખાં બક્ષેલાં છે, પણ મનુષ્યને જ્ઞાન અધિક છે, તો આપણે આપણી બુદ્ધિથી તે નિયમોનું બરાબર પાલન કરી સુખી થવું. એ આપણી ફરજ છે. જેમ ઝાડ ઉપર યોગ્ય કાળે ફળ ફુલ વગેરે આવે છે, તેવીજ રીતે સ્ત્રી પુરૂષનાં મનમાં યોગ્ય ઉમરે કામનો વિકાર ઉત્પન્ન થાય છે. ઘણું કરીને હિંદુસ્તાનની હવામાં સ્ત્રી ૧૪ વર્ષની ઉમરે અને પુરૂષ ૨૦ વરસે ઉમર લાયક ગણાય છે અને એજ

ઉમર ખરી રીતે લગ્ન લાયકની ગણવી જોઇએ, કારણ કે એ વખતે આપણાં શરીરનું વીર્ય (શરીરનો રાજા બરાબર પ્રજા ઉત્પત્તિ માટે પકવ થએલું હોય છે. એ ઉમર અગાઉ નાની ઉમરમાં લગ્ન કરવાથી સ્ત્રી પુરૂષ બંનેનાં શરીરના બાંધા બગડી તન્દુરસ્તી ખરાબ થાય છે અને તેથી તેઓની પ્રજા નબળી ઉત્પન્ન થાય છે. ખરી રીતે લગ્ન કરવાનું કારણ આપણો વંશવેલો વધારવાનું અને આપણી સ્ત્રી આપણને સંસારી સુખ દુઃખમાં ભાગીદાર થાય તે છે. તેને બદલે આજકાલ ઠેકાણે ઠેકાણે ધણી ધણીઆણી વચ્ચે કુસંપ અને કલેશ થતો આપણે જોઇએ છીએ. તે આ નાદાન અવસ્થાનાં લગ્નનું કારણ છે. કેટલાક પુરૂષો લગ્ન સુધી બરાબર બ્રહ્મચર્ય પાળે છે, પણ લગ્ન પછી હમેશાં કામાતુર થઇ સ્ત્રી સેવન કરે છે અને પોતાનું વીર્ય (જીવન રસ) કે જે ઘણી કીમતી ચીજ છે, તે ખરાબ રસ્તે ગુ-માવે છે અને આવી રીતે જીવન રસ ગુમાવવાથી તે નિસ્તેજ થઇ અનેક વ્યાધિનો ભોગ થઇ પડે છે; માટે જે વખતે સ્ત્રી રજસ્વળા થઇ હોય તે પછી ચોથે દિવસે નાહાય, ત્યારથી બાર દીવસ સુધી પ્રજાની ઉત્પતીને માટે સ્ત્રી સંબંધની જરૂર છે. તે કાળ શીવાય ઘડી ઘડી મૈથુન સુખ ભોગવવું, એ પશુ વૃત્તી કરતાં પણ નીચું કામ છે, કારણ કે પશુ, પક્ષી, વગેરેમાં પણ એવો જ કાયદો છે કે જ્યારે માદા નર પાસે જવાની ઇચ્છા કરે, ત્યારેજ નર માદા પાસે જાય છે અને એકજ વખતના સંયોગથી માદાને ગર્ભ રહી સારી તન્દુરસ્ત પ્રજા થાય છે; પણ અફસોસની વાત છે કે મનુષ્ય જેવું બુદ્ધિમાન પ્રાણી પશુ પક્ષી કરતાં પણ હલકા વિચારો લાવી વારંવાર ક્ષણિક સુખ માટે વિષય સુખ ભોગવી પોતાનો જીવન રસ નબળો કરે છે અને પછી આ જીવન રસ પ્રજા ઉત્પન્ન કરી શકતો નથી અને તેથી

આખરે પસ્તાવો કરી સેંકડો દરદને શરણુ થઇ આખરે મરણને બીછાને નાની જુવાન જીંદગીમાં પડે છે. એક વીર્યનું ટીપું એ ચાળીશ લોહીનાં ટીપાં બરોબર છે અને વીર્ય જ્યારે નબળું પડે છે, ત્યારે શરીરમાં ઘણા પ્રકારના રોગો થવાનો સંભવ છે; જેમકે એક રાજા નબળો હોય, તો તેની પ્રજા તેની સામે ઘડી ઘડી થાય છે અને કોઇ વખત આવી પ્રજા જીવલેણ થઇ પડે છે, માટે સમજુ મનુષ્યે પોતાનાં શરીરનો કીમતી ખજાનો કદી પણ નકામો ક્ષણિક સુખ માટે નહીં ગુમાવતાં રક્ષણ કરી રાખવો. બીજી અફસોસની વાત એ છે કે કેટલાક અજ્ઞાન પુરૂષો સ્ત્રીની તન્દુરસ્તી બરાબર છે કે નહીં અને કેવા કેવા દરદોથી પોતાની સ્ત્રી પીડાય છે, તેનો વિચાર કર્યા વગર તેની સાથે સંયોગ કરે છે અને આવી માંદગી ભોગવતી સ્ત્રીઓના દરદોમાં વધારો કરે છે અને ચાલુ રીતે એ પ્રમાણે કરવાથી કેટલીક સ્ત્રીઓનાં લાંબે વખતે મરણો પણ થતા આપણે જોઇએ છીએ. કુદરતનું ફરમાન છે કે તંદુરસ્ત પુરૂષે તંદુરસ્ત સ્ત્રી સાથે સંયોગ કરવો તેને બદલે આપણી આર્ય સ્ત્રીઓ એવી તો ધણીને તાબેદાર અને ગરીબ હોય છે કે જ્યારે પોતાનો પતિ માંદો, દુર્બળ અને રોગવાળો જ્યાં સુધી હોય ત્યાં સુધી તેને સંયોગ માટે પોતાની ઇચ્છા દેખાડતી નથી, કારણ કે તેઓ સમજે છે કે આવી સ્થિતિમાં એવી ઇચ્છા કરવાથી તેઓના ધણીની જીંદગી વધુ દરદવાળી થઇ જોખમમાં આવી પડશે; છતાં અજ્ઞાન અને પશુ કરતાં પણ હલકી વૃત્તિવાળા પતિઓ પોતાની વ્હાલી સ્ત્રીઓનાં દુઃખ દરદનો વિચાર કર્યા વગર પોતાના ક્ષણિક વિષય સુખ માટે પોતાની વ્હાલી પત્નીઓની કીંમતી જીંદગી મોતની દશાએ પહોંચાડે છે. તે કેવું શરમ ભરેલું છે! આપણને પરણેલી સ્ત્રીનું રક્ષણ કરવા આપણે બંધાયલા છીએ,

છતાં પણ ઉપર પ્રમાણે આપણી ફરજ ભૂલી વિષયના વેગને તાબે થઇ તેમની જીંદગી ખુવાર કરવી, એના જેવું એક પણ મૂર્ખાઇનું કામ નથી. આજ કાલ હિંદુ સંસારમાં દરેક કુટુંબમાં બે ત્રણ અને તેથી પણ વધુ સ્ત્રીઓ એક એક મનુષ્યને થાય છે, તેનું કારણ આવાંજ વર્તનનું હોય છે, તે નક્કી સમજવું. પારકી સ્ત્રી સાથે બનતાં સુધી એકાંતમાં ડાહ્યા માણસે બેસવું નહીં. વળી નહીં પરણેલા જુવાન સ્ત્રી પુરૂષે શૃંગારી નાટકો જોવાં નહીં અને પ્યારને લગતાં પુસ્તકો, વાર્તાઓ વગેરે વાંચવા નહિં. આજ કાલ જુવાન મનુષ્યો એમ સમજે છે કે દરરોજ વિષય સુખ નહીં ભોગવી શકે, તો તે નબળાઇનું કારણ છે, એવું સમજી ધાતુપુષ્ટીની ગોળીઓ અને કેટલાક ઉંટવૈદોની દવા ખાઇ રોગને નોતરૂં દે છે, એ પણ દીલગીરી ભરેલું છે. મૂર્ખ મનુષ્યને દરરોજ વિષય સુખ ભોગવવું, એ રોજનું ખટકર્મ જેવું થઇ પડે છે, અને આવા વિચારવાળા મનુષ્યો અનેક રોગોથી પીડાતી દુષ્ટ વેશ્યાઓના પ્યારમાં પડી પૈસા આબરૂ ગુમાવે છે અને ભયંકર રોગોને શરણે થઇ પોતાનો વ્હાલો જીવ પણ ગુમાવે છે, એ ઓછું શોચનીય નથી. સગર્ભા સ્ત્રી સાથે વિષય સુખ ભોગવવું, એ નુકશાનકારક છે. વળી પ્રસૂતિ સમય પછી ઓછામાં ઓછા ત્રણથી ચાર મહીના બ્રહ્મચર્ય પાળવું, એ ભવિષ્યમાં સુખી થવાની નીશાની છે. જે સ્ત્રીઓને વારે ઘડીએ કસુવાવડ થતી હોય, તેવા સ્ત્રી પુરૂષે એક વરસ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવું, તેથી ફરીથી કસુવાવડ વગેરે ભવિષ્યમાં થવા સંભવ રહેશે નહીં. અફીણ, તમાકુ, ગાંજો, ભાંગ, બીડી, વિગેરેનો ઉપયોગ કરી કેટલાકો આનંદ પામે છે, પણ સારી સુખાકારીમાં રહેવા ઇચ્છતા મનુષ્યે બનતાં સુધી ઉપરનાં વ્યસનમાંથી દૂર રહેવું ડહાપણ ભરેલું છે. અફીણનાં ખરાબ

વ્યસનથી કેટલાક જાગીરદારો પાયમાલ થયેલા આપણે જોયા છે, માટે શાણા મનુષ્યે આહાર વિહારના ઉપર જણાવેલા નિયમો પાળી પોતાનાં શરીરનું રક્ષણ કરવું અને સદાચારથી લાંબુ આયુષ્ય ભોગવી પોતાની ફરજ નીતિથી બજાવવી, એ આપણી જીંદગીનું ખરૂં કર્તવ્ય છે એમ સમજવું. પરમ દયાળુ પરમેશ્વર, અમને ઉપરના નિયમો પ્રમાણે ચાલવાને સદ્બુદ્ધિ આપો.

---

## આપણી સખાવતો.

એતો જાણીતી વાત છે કે, સખાવત ઉદાર દિલનાજ માણસો કરી શકે છે, અને કંજુસ માણસો સ્મશાન વૈરાગની માફક સતસંગથી કોઇ વખત તે કરવાનો ઈરાદો કરે છે, પણ પાછળથી પૈસા તરફના અનહદ પ્યારને લીધે તે કરવાનું માંડી વાળે છે. ખરો ભાગ્યશાળી મનુષ્ય તો એજ કહેવાય કે જે પોતાની દોલતનો થોડો પણ ભાગ પોતાની હૈયાતીમાં પોતાને હાથે સખાવતોમાં વાપરી તેનો અમુલ્ય લાભ લઇ શકે. આવી રીતે પોતાની હૈયાતીમાં દયાની લાગણી સાથે જે સખાવત થાય છે, તે ઉત્તમ ગણાય છે. તેવીજ લાગણીથી પોતાની પાછળ તે કરવાનું ફરમાવી જવું, એ મધ્ય જાતની સખાવત કહેવાય છે અને કોઇ પણ જાતની લાગણી વગર દેખાદેખીથી અને કીર્તિ તથા ખેતાબો મેળવવાની લાલચથી જે હાલના વખતમાં સખાવતો કરવામાં આવે છે, તે અધમ ગણાય છે. નાશવંત શરીર વાળાં મનુષ્યે ઉત્તમ ગણાતી સખાવત કરવાની

જરૂર છે, કારણ કે આપણે જાણતા નથી કે આપણા શરીરનો અંત કેવી સ્થિતિમાં આવશે ? કેટલાકો મરણ અગાઉ થોડો વખત બેશુદ્ધ થઈ અવાચક સ્થિતિમાં મરણ પામે છે. હવે આવી સ્થિતિમાં મરનાર શ્રીમંતોના મનની ઉમેદો મનમાં રહી જાય એ સ્વાભાવિક છે અને આવા શ્રીમંતોની મોટી મિલકતો આખરે કુટુંબ કલેશને લીધે વકીલ, બારીસ્ટરો અને એવા બીજા નકામા ખર્ચો પાછળ વપરાઈ નાની સરખી થઇ જાય છે. કેટલાકો ટ્રસ્ટીઓ નીમી પોતાની પાછળ ચોક્કસ જાતની સખાવતો કરવાનું ફરમાવી જાય છે; પણ નશીબ જોગે સારા પ્રમાણિક ટ્રસ્ટીઓ મળ્યા, તો તો કોઇ પણ વખત તે સખાવતો થાય છે; નહી તો આવી દોલતનો મોટો ભાગ નીતિ ભ્રષ્ટ ટ્રસ્ટીઓ ખોટે રસ્તે થોડા વખતમાં વાપરી નાંખે છે. આવા ઘણા દાખલાઓ બનતા આપણે જોઇએ છીએ. વળી કેટલાક શ્રીમંતો પોતાને કાંઇ પણ સંતતી નહી છતાં અને થવાનો સંભવ નથી હોતો, છતાં કાંઇ પણ સખાવતમાં વાપર્યા વગર પોતાની મોટી પુંજી પોતાની પરણેલી સ્ત્રીને આપી જાય છે. હવે આવી એકાએક સ્વતંત્રતામાં આવેલી શ્રીમાન સ્ત્રી નીતિવાળી અને ઉદાર હોય છે, તો તો ભવિષ્યમાં તેણીની મોટી દોલતનો સદ્ઉપયોગ થવાની આશા રહે છે; પણ કેટલીક વખત આવી સ્ત્રીઓ દુરાચારણી હોવાથી તેણીની મોટી પુંજીનો ગેરઉપયોગ થવાનો સંભવ રહે છે, માટે જ્યારે દ્રવ્યવાન મનુષ્યને કંઇ પણ સંતતિ હોય નહિ અને ભવિષ્યમાં થવાનો સંભવ પણ હોય નહિ, ત્યારે તેણે પોતાની મોટી મિલ્કત બનતાં સુધી પોતાની હૈયાતીમાં પોતાને હાથે સારી સખાવતોમાં વાપરી નાંખવી અને પોતાની સ્ત્રી સાદાઈથી પોતાનું ગુજરાન સારી

લાયક જગ્યામાં રહી સારી રીતે ચલાવી શકે, તેટલી રકમ તેને સોંપી જવી. એના જેવો ઉત્તમ રસ્તો એક પણ આવા મનુષ્યો માટે નથી. જો સ્ત્રી પુખ્ત ઉમરની હોય, તો તો ઉપર જણાવેલા ખર્ચ માટેની રકમ ત્રસ્ટીઓ પાસેથી મળે, એવું ફરમાવી જવા જરૂર નથી.

હલકા ખવાસના ટ્રસ્ટીઓ પાછળથી વિધવા સ્ત્રીને દુ:ખ દે છે અને હેરાન કરે છે. આવી રીતે દુ:ખી વિધવાને પોતાનો એક ધણી મરતાં બીજા ત્રણ ચાર નીચ વૃત્તિવાળા ટ્રસ્ટીઓની ખુશામત કરવી પડે છે, એ થોડું શોચનીય નથી; માટે પોતાની પરણેલી સ્ત્રીને પાછળથી દુ:ખી થવું પડે નહિ, તેનો વિચાર શ્રીમંતો કરશે, એવી આશા છે.

હવે જ્યારે આપણી દોલતના ઉપર પ્રમાણે જુદા જુદા ઉપયોગો થવા સંભવ છે અને આપણો દેહ કોઇ પણ વખ્તે નાશ પામશે, એવું આપણે ચોકકસ રીતે માનીએ છીએ, છતાં કેટલાક અજ્ઞાન લોભી માણસો પૈસા તરફ અણહદ પ્યાર ધરાવે છે અને પોતાની દોલતમાંથી એક પણ પાઇ ઓછી થાય, તે જોવાને રાજી નથી હોતા; પણ તે લોકોને સમજવાનું છે કે પરંપરાથી આ દુનિયામાં મોટામાં મોટા રાજાઓ અને શ્રીમંતો પણ પોતાની મોટી દોલત મરણ વખ્તે સાથે લઇ જઈ શક્યા નથી, તો આપણે આપણી મોટી દોલતનો ઉપયોગ પોતાને હાથે પોતાની હેયાતીમાં શું કામ નહીં કરીએ? કારણ કે કદાચ આપણે લોભી વૃત્તિથી તેનો સદ્ઉપયોગ નહિ કરીશું, તો તે દોલત બીજાના તાબામાં નહીં જવા દેવાને આપણે કાયમ જીવતા રહીશું, તેની શું ખાત્રી છે? માટે શાણા અને

સમજુ મનુષ્યે આ નાશવંત દેહનો અને ચલાયમાન લક્ષ્મીને માટે મગરૂર નહિ થતાંજ પોતાનું શરીર રોગથી મુક્ત છે અને પોતાના દરેક અવયવો બરાબર કામ બજાવી શકે છે, તેટલા વખ્તમાં પોતાથી બને તેટલો પોતાની દોલતનો ભાગ શુભ પદાર્થનાં કામમાં વાપરવો, એ ડહાપણ ભરેલું છે અને એવી રીતે નહિ ચાલનાર શ્રીમંતને મધ-માખી જેમ એકઠું કરેલું મધ બીજાને દીલગીરી સાથે આપે છે, તેની માફક પોતાની એકઠી કરેલી દોલત ઓચીંતી બીજાને દીલગીરી સાથે આપવાની ફરજ પડે છે। જેમકે પૈસાથી તર તીજોરીની ચાવી ઘડી પણ છુટી ન મૂકનાર શખ્સને મરણ વખ્તે તે ચાવી રાજી ખુશીથી અથવા તો બેભાન સ્થિતિમાં પોતાના ઉડાઉ વારસને આપવા પ્રસંગ મલે છે અને તેની હૈયાતી પછી તે ઉડાઉ વારસ થોડા વખ્તમાં બદફેલીમાં પડી તે મોટી દોલતનો નાશ કરે છે। આવા દાખલા આપણે ઘણા જોઇએ છીએ, છતાં આપણી આંખો ઉઘડતી નથી, એ અજાયબ થવા જેવું છે. કેળવણી માટે શાળાઓ, દવાખાના, ધર્મશાળા, જળાશયની ખામી હોય, ત્યાં તે પૂરી પાડવી અને અપંગ નિરાધારને અન્ન અને વસ્ત્રનું દાન આપવું, તે ઉત્તમ જાતની સખાવતો ગણાય છે. માત્ર દેખાદેખીથી કીર્તિ મેળવવા માટે, ખેતાબો લેવા માટે, લગ્ન અને મરણ જેવા પ્રસંગમાં હદબહાર ગજા ઉપરાંત જમ-ણવાર વગેરેમાં કરવામાં આવતી સખાવતો હલકા પ્રકારની ગણાય છે, કારણ કે જે સખાવતનો લાભ લઇ ભવિષ્યમાં ઉત્તમ પ્રજા થાય અને ગરીબોને પોતાનાં જુદી જુદી જાતનાં દુઃખો નિવારણ કરવાને હમેશને માટે સાધનરૂપ થઈ પડે, તેજ સખાવત ખરી અને પરમાર્થી ગણાય છે.

આ ઉપરથી શ્રીમંતોને ધડો લેવાનો છે, કે આપણુને બુદ્ધિશાળી વારસ પુત્ર હોય, તો આપણી દોલતનો મોટો ભાગ તેને આપવો અને વારસ નહીં હોય, તો ઉપર પ્રમાણે પોતાની દોલતનો સદ્ઉપયોગ પોતાની હૈયાતીમાં પોતાને હાથે કરી લેવો, એના જેવો બીજો ઉત્તમ રસ્તો એક પણ નથી !

---

## મૃત્યુ.

—x—

મૃત્યુનાં ઘણાં જુદાં જુદાં નામો છે, જેમકે મરણ, મોત, નાશ, ક્ષમ, લય અને અંત વગેરે. આ પૃથ્વીમાં ઉત્પન્ન થનાર મનુષ્ય, પશુ, પક્ષી વગેરે દરેક પ્રાણીને અને ઝાડ પાન વગેરે વનસ્પતિને આખરે મૃત્યુને શરણ થવું પડે છે, એમાં જરા પણ શક જેવું નથી. યુધિષ્ઠિર, દુર્યોધન, વિક્રમ, ભોજ, કરણ, અકબર, અને એડવર્ડ જેવા મહાન નૃપતિઓને પણ પોતાના ઉત્તમ રાજકીય વૈભવો અને સત્તા છોડી અને પોતાની વ્હાલી રાણીઓ અને રાજપુત્રોનો ત્યાગ કરી આખરે મરણને શરણ થવું પડયું છે. શ્રીમંત શેઠીઆઓને પોતાના મહેલ જેવાં મકાનો અને વૈભવોને ત્યાગ કરી અને દ્રવ્યથી ભરેલી તીજોરીઓ અને પોતાના વ્હાલા પરિવારને છોડી મૃત્યુને પ્રાપ્ત થયેલા આપણે જોયા છે. ભીમસેન અને ભીષ્મપિતા જેવા બળવાન યોદ્ધાઓ પણ પોતાનાં બળથી કાળ સામે ફાવી શકયા નથી. કાળીદાસ,

ભવભૂતિ, પાણીની, શેકસપીયર, મીલ્ટન, દલપતરામ, શામળભટ જેવા વિદ્વાન કવિઓ પણ ઉત્તમ કાવ્ય બનાવી–યમરાજને પ્રસન્ન કરી શકયા નથી. જે વિદ્વાનો પોતાનાં પુસ્તકો અને જે કંજુસો પોતાનું દ્રવ્ય ઘડી પણ પોતાની નજરથી બહાર રાખતા નહોતા તેવાઓને પણ તેનો ત્યાગ કરી મૃત્યુવશ થવું પડયું છે અને આખરે આવા વિદ્વાનોનાં કીંમતી પુસ્તકોનો પણ ઉધાઇ વગેરેથી નાશ કરવા કાળ ચૂકયો નથી; એ પણ આપણે સારી રીતે જાણીએ છીએ. હાથી અને ઉંટ જેવા મોટા બળવાન પ્રાણીઓ. અને વાઘ, વરૂ, સીંહ જેવા વિકાળ પ્રાણીઓ પણ કાળના પંજામાંથી છટકવા પામ્યા નથી. જેનાં ચાલવાથી પૃથ્વી ધ્રુજતી હતી, અને જેની કીર્તિ ચારે દિશામાં પ્રસરેલી હતી અને જેઓ સર્વ ગુણ સંપન્ન હતા, એવા માણસો પણ આખરે મોતને વશ થયા છે જે ઝાડ આજે આપણે લીલું અને સુંદર દેખાવ આપતું જોઇએ છીએ. તેજ ઝાડ થોડા વખતમાં સુકું કાષ્ટવત્ થઈ જતું આપણે જોઇએ છીએ. જે ગુલાબની કળી આપણે આજે જોઇએ છીએ, તે બે દીવસ પછી ફુલ રૂપે થઈ ખરી પડી નાશ થવાની છે, એવું આપણે ચોક્કસ માનીએ છીએ. જે બાળક આજે પારણામાં ઝુલતું આપણે જોઇએ છીએ, તે બાળાવસ્થા,-યુવાન અવસ્થા, અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી આખરે મરણ પામશે, એવું આપણે દૃઢ રીતે માનીએ છીએ.

આવી રીતે વિચાર કરતાં દરેક ચીજ આપણને નાશવંત લાગે છે, ત્યારે આપણને સ્વાભાવિક પ્રશ્ન થશે કે દરેક ચીજ નાશવંત છે, ત્યારે કઈ ચીજનો નાશ નથી ? ધર્મ અને કીર્તિ એ બેજ નાશવંત નથી. હવે એ ધર્મ અને કીર્તિ કેવી રીતે મેળવવા જોઇએ, એવી

ઇચ્છા દરેકને થશે. જ્યાં સુધી આપણું આ નાશવંત શરીર રોગોથી મુક્ત છે અને વૃદ્ધાવસ્થાથી દૂર છે, ત્યાં સુધી સદાચરણથી આપણે ચાલવું એટલે કે જુઠું બોલવું નહીં અને કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકાર તથા ઇર્ષ્યાનો ત્યાગ કરવો. પોતાની પાસે પૈસા હોય, તે પોતાની આવકનાં પ્રમાણમાં સારા પરમાર્થનાં કામમાં પોતાની હૈયાતીમાં કંજુસ મનુષ્યો જાણે તે લોકોને તેમનાં સાચવી રાખેલાં દ્રવ્યથી કદી પણ છૂટું પડવાનું નથી જ, એવું સમજી કોઇ પણ સુકૃત કરી શકતા નથી. અને આખરે ઘસતે હાથે પોતાની દોલત છોડી ચાલી જાય છે તે કેવું શોચનીય છે!

એક ઠેકાણે કહ્યુ છે કે એક મોટો ચક્રવર્તી રાજા હતો. તે પોતાની રીદ્ધિ સીદ્ધિનું વર્ણન એક મહાત્મા પાસે કરતો હતો કે મારી સત્તા આખી પૃથ્વી ઉપર ચાલે છે. મારી આવક અપાર છે, મારા રાજકીય વૈભવો અને સત્તા અતુલ્ય છે; માટે મહારાજ! તમે મારા ઉત્તમ વૈભવો માટે શું ધારો છો? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, હે રાજા! તું કહે છે, તે દાન થકી છે. એ બધા તારા રાજકીય વૈભવો અને સત્તા તારી આંખ વીંચાઇ નથી, ત્યાં સુધા જ તારાં છે; પણ તારી આંખ વિંચાઇ ગયા પછી (મરણ પામ્યા પછી) એમાંનું તારૂં કશુંએ નથી જ એ નક્કી માનજે. આવા ફટકા સમાન મહાત્માનાં વાક્યો સાંભળી રાજાને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું અને ત્યાર પછી તે પોતાનો રાજ્યકારભાર પોતાના શાણા વજીરને સોંપી પોતે આવા મહાત્માઓના સત્સંગમાં દીવસ ગાળવા લાગ્યો અને થોડા વખતમાં પોતાનાં દેહનું કલ્યાણ કરી શક્યો. કેટલાકો તીર્થ યાત્રા કરી પોતાના દેહનું કલ્યાણ થશે એમ સમજે છે. પણ જ્યાં સુધી આપણું મન,

કામ, ક્રોધ, મોહ, માયા, અહંકાર અને ઇર્ષાથી મુક્ત થયું નથી, ત્યાં સુધી તમે એવું સારૂં કામ કરશો, તેનું ફળ તમને મળશે નહ; જેમકે ખારી જમીનમાં કરેલી ખેતીનો નાશ થાય છે. પરદુઃખભંજન શ્રીમંતો, ધર્મશાળા, સદાવ્રત, વગેરે ધર્માદા ખાતાંઓ સ્થાપી, પોતાની કીર્તિ અમર કરી ગયા છે કે જેની ખાત્રી અને અનુભવ આપણને યાત્રા જેવા મુસાફરીના વખતમાં મળે છે, અને મોટા શ્રીમંતોને પણ ઘણીવાર આવાં ખાતાંઓનો આશ્રય લેવો પડે છે. હવે આવો બનાવ બને છે, ત્યારે આપણે તે ખાતાંનાં સ્થાપકને યાદ કરી દુવા દઇએ છીએ અને યાદ કરીએ છીએ. એ શું બતાવે છે? ફક્ત આવા પરમાર્થી મનુષ્યની કીર્તિ અને ધર્મની લાગણી. હવે આ જ પ્રમાણે બીજા શ્રીમંતો પણ તેઓના દાખલા લઇ પોતાની દોલતનો સદ્ઉપયોગ કરે, તો તેઓ પણ પોતાની કીર્તિ કાયમ આ પૃથ્વીમાં રાખી શકશે, એમાં જરા પણ શક નથ એક કહેવત છે કેઃ—

સુરતસે કીરત બડી, બીન પાંખા ઉડ જાય,<br>
સુરતતો જાતી રહે, પણ કીરત કબુ ન જાય.

બીજી પણ એવીજ એક કહેવત છે કેઃ—

નામ રહંદા ઠાકરા, નાણા નહીં રહંત;<br>
કીર્તી કેરાં કોટડાં, પાડયા નહીં પડંત.

હવે આ ઉપરથી સિદ્ધ થાય છે કે; કીર્તિજ અમર છે; માટે સમજુ ભાઇઓ! ચેતો! "મારૂં તારૂં" મુકી દો અને કાળ દુર છે અને આપણું શરીર રોગ રહિત છે અને ઘડપણ આવ્યું નથી

અને આપણાં દરેક અવયવો પોતાનું કામ કરી શકે છે, ત્યાં સુધી જેટલું પરમાર્થ કામ બને તેટલું કરી લેવું, અને આજે જે કામ કરવાનું બનતું હોય, તે કાલ પર રાખવું નહી. એવી કહેવત છે કે–

સુકૃત કરના હોય સો, કરલે કો જાને હલકી;
ખબર નહીં એ જુગમેં પલકી. સુકૃત.

માટે આપણા મનુષ્ય દેહથી જે સતકાર્ય થાય, તે કામ કરી લેવું, આળસ રાખવું નહીં.

કોઈ આજે, કોઇ કાલે, કોઇ વરસે. કોઇ પાંચ વરસે, કે પચીસ વરસે કે કોઇ લાંબી મુદતે કાળને શરણુ થાય છે. એમાં જરા પણુ શક નથી. કોઇ કોલેરા, તાવ, મરકી વગેરે દુષ્ટ રોગોથી મરણુ પામે છે. કોઇ લડાઇનાં મેદાનમાં તો કોઇ નદી, તળાળ દરીયા વગેરેમાં પડી આપઘાત કરી પોતાનાં શરીરનો અંત આણે છે.

આ પૃથ્વીનાં જુદાં જુદાં પ્રાણીઓનાં શરીરનો જુદી જુદી રીતે અંત આવ્યા શિવાય રહેતો નથી. ફક્ત ધર્મ અને કીર્તિજ અમર છે; તો તે શાણુા મનુષ્યે પોતાની હૈયાતીમાં પ્રાપ્ત કરવાને ચૂકવું નહીં અને ઇશ્વર ભજન કરી પોતાની કાયાનું કલ્યાણુ કરી લેવું. આવી રીતે નહીં કરનારને મધમાખીની માફક પસ્તાવો થયા વગર રહેશે નહિ, એ નક્કી માનજો !

એક ઠેકાણે કહ્યું છે, કે એક ચક્રવર્તી રાજા એક વખત મરણુને બીછાને પડયો હતો, તે વખતે તેણે પોતાના સેનાપતિને બોલાવીને કહ્યું કે તમે મોટા મોટા દુશ્મનો સાથે લડાઇ કરી ઘણા મુલકો

*

જીત્યા છે અને તમે લડાઇનાં કામમાં ઘણા હુશીઆર છો, તો મને હમણાં યમરાજ પોતાના લશ્કર સાથે લેવાને આવેલા છે, તો તમે તેની સાથે લડાઇ કરી મને બચાવો, ત્યારે સેનાપતિએ કહ્યું, કે "હું ગમે તેવા બળવાન રાજા સાથે લડી શકું એમ છું, પણ ઇશ્વરી સત્તા-વાળા બળવાન યમરાજ સાથ લડવાને આ પૃથ્વીમાં કોઇ શક્તિવાન નથી અને હું તથા મારૂં લશ્કર પણ અશક્ત છીએ." ત્યાર પછી રાજવૈદ્યને બોલાવી રાજાએ કહ્યું કે " તમે મોટાં મોટાં દરદો સારા કરો છો, મૃત્યુને પણ અટકાવી શકો એવી કીંમતી હીરા, મોતી, વગેરેની કીંમતી માત્રાઓ તમારી પાસે અમે તૈયાર કરાવી રાખેલી છે. તેમાંથી કોઈ પણ દવા વાપરી મારી તબિયત સુધારો." ત્યારે વૈદ્યરાજે કહ્યું કે, " હે રાજન! જે જે ઉપાયો તમને સારા કરવાને મને સૂજ્યા, તે હું કરી ચૂકયો છું, છતાં તમારી તબિયત બગડતી જાય છે, તો હું સમજાુંછું કે દૈવ આપણાથી પ્રતિકૂળ છે, માટે હે રાજન! " ટૂટી તેની બુટી નથી, " માટે જ્યાં આયુષ્ય પૂર્ણ થયું, ત્યાં મનુષ્યનો એક પણ ઉપાય ચાલી શકતો નથી. " ત્યાર પછી રાજાએ વજીરને બોલાવી કહ્યું કે " આપણા ભંડારો દ્રવ્યથી ભરપૂર છે, તે યમરાજને બતાવી તેની મરજી આવે તે આપી પ્રસન્ન કરો અને મારો બચાવ કરો." ત્યારે પ્રધાને કહ્યું કે "હે રાજા! યમરાજ એવો નીમક હલાલ દૈવી નોકર છે કે કરોડો રૂપીઆ તો શું, પણ અબજોની પણ તમે લાંચ આપો તો પણ તે સ્વીકારે તેમ નથી. અને તેથી તમે આવા મહાપ્રતાપી ચક્રવર્તી રાજા મરણ બીછાને પડયા છો, તે અમે જોયા કરીએ છીએ, છતાં તમારા દ્રવ્યનો, લ-શ્કરનો કે દવાઓનો કોઇપણ ઉપયોગ તેમને બચાવવા માટે ઉપયોગી થઇ શકતો નથી એમ સિદ્ધ થાય છે; તો હે! પૃથ્વીપતિ! આ

પૃથ્વીમાં રાયથી રંક સુધીનાં દરેક મનુષ્યને મોતને શરણુ થયાં વગર છૂટકો નથી, માટે હવે બીજી કોઇ પણુ ચીજમાં વાસના નહીં રાખતાં ઇશ્વર ભજનમાં મન રાખશો, તો તમારૂં કલ્યાણુ થશે." ત્યાર પછી રાજાને જ્ઞાન પ્રાપ્ત થયું ને થોડા દિવસનું જે આયુષ્ય હતું, તે ઇશ્વર ભજનમાં ચિત્ત રાખી પુરૂં કીધું હવે વાંચનાર! આ ઉપરથી સમજવાનું છે, કે આ દુનિયામાં ઘણી બાબતોમાં વિદ્વાનો વચ્ચે અને સાધારણ બુદ્ધિના મનુષ્યો વચ્ચે મતભેદ થતો આપણે જોઇએ છીએ અને કેટલીકવાર આવા મતભેદો મોટા કંકાસરૂપ થઇ પડે છે, પણ આ પૃથ્વીમાં મનુષ્ય, પશુ, પક્ષી વગેરે પ્રાણીને મોતને શરણુ આખરે થવું પડે છે; એમાં જરા પણ શક નથી. આ બાબતમાં તો લોકો વચ્ચે જરા પણ મતભેદ નથી, એમ આપણે જોઇએ છીએ; માટે મરણ દૂર છે, ત્યાં સુધી જે સુકૃત બની શકે, તે કરી લેવું; એનાં જેવો ઉત્તમ રસ્તો એક પણ નથી!

---

## દેશાટણ.



દેશાટણ એટલે આપણી જન્મભૂમિ છોડી પેટ વાસ્તે, અથવા જુદા જુદા ગામો, શહેરો કે દેશો જોવાની ઇચ્છા રાખી દુર દેશાવરોમાં ફરવું તે. હવે દેશાટણ કરવાથી ફાયદો છે કે નુકશાન છે, તે તપાસીએ. દેશાટણ કરવાથી આપણુને જુદી જુદી જાતના અને જુદી જુદી બોલી, ધર્મ અને રીતભાતવાળા લોકોના સમાગમમાં આવવાથી

આપણને ઘણી જાતના અનુભવો મળે છે. આવો અનુભવ મળવાથી આપણું મનોબળ અને હિંમત પણ વધે છે. વેપારાર્થે અથવા સારી આવક વાળી નોકરીને માટે દેશાટન કરવું, તે તો વાસ્તવિક છે; પણ ખાલી મોજ શોખ નિમિત્તે દેશાવરોમાં જવું, એ કંઈ ઓછું લાભ-કારક નથી; પણ એટલું યાદ રાખવું કે વેપારી 'લાઇન'ના માણસે પોતાની મુસાફરી દરમ્યાન પ્રદેશોમાંથી પોતાના વેપારને લગતું કંઈ નવું જ્ઞાન મળે, તેમ હોય તો તે પ્રાપ્ત કરવું વધારે સારૂં છે. મુસાફરીથી કેટલીકવાર કેટલાક લુચ્ચા મુસાફરો સાથે અને કેટલાક વિચિત્ર સ્વભાવના માણસો સાથે સમાગમમાં આવવાથી આપણે તેમની સાથે કેમ વર્તવું અને આપણો બચાવ કેમ કરવો, તે શીખવાનું મળે છે. આપણા સાથે મુસાફરી કરતાં પણ આપણાં સ્ત્રી છોકરાંઓનું રક્ષણ અને પોષણ કેવી રીતે કરવું અને આપણી તેઓ પ્રત્યે શું ફરજ છે, તે પણ આપણે મુસાફરીથી જાણી શકીએ છીએ. દરરોજ નિયમિત આહાર વિહાર કરનારને મુસાફરીમાં કેવું અનિયમિતપણું રાખવું પડે છે, તેનો અનુભવ પણ મુસાફરી દરમ્યાન આપણને મળે છે. પરમાર્થી લોકોએ બાંધેલાં દવાખાનાં, ધર્મશાળા અને જળાશયો મુસાફરોને કેવાં ઉપયોગી છે, તેનો ખ્યાલ પણ આપણને મુસાફરી વખતેજ આવે છે અને આવાં સાધનો મુસાફરોને પુરા પાડનારની કીર્તિ કેવી રીતે આ પૃથ્વીમાં જળવાઈ રહે છે, તેનું ભાન પણ તેજ વખતે થાય છે. ફર્સ્ટ, સેકન્ડ અને થર્ડ કલાસમાં મુસાફરી કરનારા સઘળા મુસાફરોને માટે રેલવે કંપનીના કાયદા જેમ એક સરખા છે, તેવીજ રીતે શ્રીમંત અને ગરીબને માટે ઇશ્વરી નિયમો પણ એક સરખા છે, એમ મુસાફરીમાં સમજાય છે. આ પૃથ્વીમાં કેટલા બધા નિર્ધન, અપંગ અને રોગી મનુષ્યો છે, તેનું ભાન શ્રીમંતાઇના વૈભવો ભોગવતા શ્રીમાનોને

તેમની મુસાફરી કરાવે છે. તિર્થયાત્રામાં ફરનાર કંજુસ મુસાફરને પુણ્યદાન નિમિત્તે પૈસા ખરચી ઉદાર વૃત્તિ રાખવાનું પણ મુસાફરી શીખવે છે. ઈંગ્રેજો, જાપાનીસો અને જર્મનો વિગેરે પ્રદેશી પ્રજાઓ દેશાટણથી કેવા ભાગ્યોદયને પામી છે, તેનો દાખલો ઘરની ધુંસની માફક રહેતા શ્રીમંતોને મુસાફરી આપે છે. આપણા હિંદુ ભાઇઓનો મોટો ભાગ બનતાં સુધી ધર્મનાં અને જ્ઞાતિનાં બંધનને લીધે બનતાં સુધી વિલાયત, જર્મની, અમેરીકા અને જાપાન વિગેરે દુરના મુલકોમાં મુસાફરી કરવાનો ઇરાદો રાખતા નથી. જ્યાં સુધી આવા દેશોમાં આપણા હિંદુ ભાઇઓ તરફથી ફંડ એકઠું કરી, તેમનો ધર્મ સચવાય તેવી રીતે તેઓ રહી શકે તેવાં મકાનો બાંધી ચોકસ લવાજમ લઇ તેમને ત્યાં રહેવા દેવામાં આવે તેવો બંદોબસ્ત થાય, ત્યાં સુધી તો હિંદુ ભાઇઓ ત્યાં ધર્મ સહિત રહી શકે, એ અસંભવિત છે. આજકાલ એકાદ બેંક કે એવાંજ કોઇ ખાતાં સારૂ બે ત્રણ કરોડની રકમો હિંદુસ્તાનમાં સહેલાઇથી ભેગી કરી શકાય છે, તો આવા મુલકોમાં હિંદુ ભાઇઓ પોતાના ધર્મ સહિત રહી શકે તેવાં સગવડવાળાં મકાનો, ફંડ એકઠું કરી બાંધવાનું હિંદુ ભાઇઓ મન ઉપર લે, તો તે બહુ મુશ્કેલ કામ નથી. વળી હાલ જેવી રીતે આવા મુલકોમાં જઈ હોટેલોમાં ઉતરે છે અને ભાડું ભરે છે, તેવીજ રીતે આવાં બાંધેલાં મકાનોમાં પણ તેમાં ઉતરનાર હિંદુ ભાઈઓ પાસેથી વ્યાજબી ભાડું લઇ ઉતરવા દેવામાં અને તેમની ખાવા પીવાની સગવડ તેમના પૈસાથી ત્યાં કરી આપવી આવી રીતે કરવાથી હિંદુ ભાઇઓ સહેલાઈથી પોતાનો ધર્મ સાચવી દુરના દેશોમાં જઇ શકશે અને પ્રદેશ સાથે સહેલાઈથી વેપાર કરી શકશે. વિલાયત, જાપાન, પેરીસ વગેરે જોવાની ઇચ્છા ધરાવનાર હિંદુ ભાઇઓને

કહેવાનું કે હિંદુસ્તાન ઘણો મોટો દેશ છે અને તેમાં જોવા લાયક ઘણી જગ્યાઓ છે, જેવી કે મહાબળેશ્વર, આબુ, દાર્જીલીંગ મસુરી, કાશ્મીર, ઉતાકામંદ, કલકત્તા, મદ્રાસ, મુંબઇ, મહીસુર, દીલ્હી, આગ્રા, કાનપોર, લખનૌ, અલ્હાબાદ વગેરે હવે ઉપર જણાવેલી જગ્યાઓ જેઓએ જોઇ નથી, તેઓ જો હિંદુસ્તાનની બહારના દેશોમાં જાય, તો તે એક ભૂલજ ગણાશે. પણ ઉપર જણાવેલી બધી જગ્યાઓ જોયા પછી જો જશે. તો તેઓ વ્યાજબી છે. માટે પહેલાં તેઓએ ઉપર જણાવેલી બધી જગ્યાઓ જોવી અને પછી બીજે જવા વિચાર કરવો, એવી મારી ભલામણ છે. કુદરતના જુદા જુદા દેખાવો અને રંગ મુસાફરીથી આપણને જોવા મળે છે. ટેકરી વાળી કઠણ જગ્યાઓમાં ગરીબ મજુરો આપણને ડોળી વિગેરેમાં બેસાડી કેવી સહેલાઇથી સહી સલામત રીતે થોડા રૂપીઆમાં લઇ જાય છે અને આવી રીતે માણસ જાત પેટને વાસ્તે કેવી સખ્ત મહેનતો કરે છે, તેનો ખ્યાલ આવી જગ્યાએ જનારને મુસાફરી વખતે આવે છે. ઇશ્વરે આપણે માટે કેવા કેવા ખનિજ પદાર્થો ઉત્પન્ન કર્યા છે અને મોટી મોટી નદીઓ વહેતી રાખી છે અને કેવી કેવી ઉપયોગી વનસ્પતિઓ બનાવી છે, તેનો ઘણોજ સરસ દાખલો દેશાટણથી મળે છે. અગાઉના વખતમાં શ્રીમંતોના પુત્રો દેશાવરોમાં વહાણો લઇ વેપાર માટે જતા અને પ્રદેશમાંથી મોટી દોલત વેપાર કરી લાવતા. તેને બદલે આજકાલ ઘણા ખરા શ્રીમંતોના પુત્રો મોજ શોખમાં અને દુરાચરણમાં પડી, આળસાઇથી જીંદગી ગુજારી પોતાની જીંદગીનું સાર્થક થયેલું માને છે, એ કેવું શરમ ભરેલું છે? આવા યુવાન શ્રીમંતોએ પોતાની ફરજો શું છે, તે વિદ્વાન માણસો પાસેથી શીખવી જોઇએ. વળી કેટલાક માબાપો પોતાના પુત્રોને નજરની બહાર લાંબો વખત

રાખવા ઇચ્છતા નહિ હોવાથી તેમને પરદેશમાં બનતાં સુધી જવા દેતા નથી. હવે આવી સ્થિતિમાં રહેનાર છોકરાઓને દુનીઆદારીનો અનુભવ ક્યાંથી મળે ? અને વળી તેઓ હિંમતવાન અને કસાએલા શરીર અને બળવાન મનોબળવાળા કેવી રીતે થઇ શકે, તેનો વિચાર કરવાને આવા માબાપો સમજે છે કે આવી રીતે કરવાથી તેઓ તેમના પુત્રોનું હિત કરે છે, પણ ખરી રીતે જોતાં તેમનું અહિત કરે છે, કારણ કે માબાપની હૈયાતી સુધી તો છોકરાઓ તેમના દાબમાં રહી શકે છે, પણ માબાપની હૈયાતી બાદ આવા નાદાન છોકરાઓને દુનિયાદારીનો કંઈ પણ અનુભવ નહિ હોવાથી પોતાની મિલકત કેવી રીતે સંભાળવી તેનું જ્ઞાન પણ હોતું નથી, તેને લીધે ખરાબ સોબતીઓ સાથે રહી તેઓની મોટી મીલ્કતનો થોડા વર્ષમાં નાશ થાય છે અને પછી આવા છોકરાઓને તેઓના હાથમાં પોતાનું ગુજરાન કરવાનો કંઇ પણ હુન્નર નહિ હોવાથી ઘણી દુઃખદાયક રીતે પોતાની જીંદગી ગુજારવી પડે છે, એ થોડું શોચનીય નથી; શ્રીમંતે અગર ગરીએ પોતાની ફુરસદની વખતે કંઇ પણ નવીન હુન્નર જાણવા માટે ઉમંગ રાખવો. આપણામાં કહેવત છે કે “ ફરે તે ચરે અને બાંધ્યો ભૂખે મરે ” માટે હમેશાં આપણે ઉદ્યમી રહેવું. વળી આપણા લોકો તેહેવારના દિવસો સારૂં ખાવાનું ખાઇને આનંદ માની પસાર કરે છે, પણ ખરી રીતે તહેવારના દિવસો મગજની આશાએસ માટે છે; આ વખતે નહિ જોએલી નવીન જગ્યાઓમાં ફરવાથી મગજને જે આનંદ અને શાંતિ મળે છે, તે ખૂબ મિષ્ટાન ખાઇ ઘરમાં પડી રહેવાથી બીલકુલ મળી શકતાં નથી, એ ખૂબ ધ્યાન રાખવું; માટે બનતાં સુધી તેહેવારોના દિવસો આવી રીતે નવીન જગ્યાઓમાં મુસાફરી કરી પસાર કરવા, એ ઘણો ઉત્તમ રસ્તો છે.

વળી મોટા તેહેવારના દીવસોમાં રેલવે કંપનીવાળા પણ ટીકીટના દરો ઘટાડે છે; તેથી આવા વખ્તમાં મુસાફરી કરનારને થોડે પૈસે લાંબી મુસાફરી કરી શકાય છે. કુદરતી રીતે જે માણુસ મહેનતુ અને પ્રમાણિક હોય છે અને જેમણે ઘણા મુલકો જોયા હોય છે, તેને ઘણા ખરા સારા મોટા પગાર આપી ઘણા લોકો નોકરી રાખવા ખુશી હોય છે, કારણ કે શ્રીમંત માણુસ પૈસા ખરચી શકે છે, પણ પ્રદેશોમાં ફરી જુદી જુદી જાતનો અનુભવ તો ઘણાજ થોડા મેળવી શકે છે. અગાઉના વખ્તમાં મુસાફરીમાં લુટારા અને ચોરોનો મોટો ભય હતો, પણ હાલ ઇશ્વર કૃપાથી અંગ્રેજ સરકારનાં રાજ્યમાં તે ભય હવે બિલકુલ રહ્યો નથી અને વળી દયાળુ સરકારે દુનીઆના મોટા ભાગોમાં રેલવે અને સ્ટીમરોનાં સાધનો ચાલુ કર્યા છે કે જેને લીધે મુસાફરી ઘણી જોખમ વગરની અને ઓછા ખર્ચ વાળી થઇ છે, એ કંઇ થોડું ખુશી થવા જેવું નથી.

---

## કરજ.



આ સંસારમાં ઘણાખરા માણસોને પોતાના ગજા પ્રમાણે અને કેટલીકવાર ગજા ઉપરાંત પણ કરજ કરવું પડે છે. હવે આ કરજ કેવી સ્થિતિમાં કરવું અને તે કરવાથી શું ફાયદા તથા ગેરલાભો છે, છે, તે આપણને જાણવાની ઘણી જરૂર છે. હવે આપણે કરજ કેવી સ્થિતિમાં કરવું, તે તપાસીએ. આપણી સ્થિતિ તદ્દન ગરીબ હોય

અને પોતાનું શરીર ઉદ્યોગ કરવાને અશક્ત હોય અને પ્રમાણિક વિદ્વાન પુત્ર ઉમર લાયક હોય, તો તેને વેપાર ઉદ્યોગની લાઇનમાં લગાડવાના કામમાં અથવા ચાલાક પુત્રને વિદ્યાભ્યાસ કરવાનું સાધન નહીં હોય, તો તેને તે સાધન પુરૂં પાડવાના કામમાં અને ખેતીનાં કામમાં બીજ વગેરે મેળવી પ્રમાણિકપણે ખેતી કરવાનાં કામ માટે થોડું કરજ ડાહ્યો માણસ ગજા પ્રમાણે કરે તો હરકત નથી; કારણ કે ચંચળ પુત્ર વિદ્યાભ્યાસ કરી ઇશ્વર કૃપા હોય, તો ભવિષ્યમાં મોટા લાભ મેળવી, કરજ મુકત થઇ શકે છે, અને કેળવાયલો વિદ્વાન પુત્ર સારા પ્રમાણિક ઉદ્યોગમાં રહી દ્રવ્ય મેળવી કરજથી મુક્ત થઇ શકે છે. વળી ખેડુતો પણ પ્રમાણિકપણે ખેતી કરી સારો પાક નીપજાવી ઋણ મુક્ત થઇ શકે છે અને પ્રમાણિક વેપારી પ્રમાણિક ધંધા માટે કરેલું કરજ ઇશ્વર કૃપાથી થોડા વખતમાં પાછું આપી શકે છે; પરંતુ તેથી ઉલટી રીતે કરજ કરનારની શું દુર્દશા થાય છે, તેનો વિચાર પણ આપણે કરવાની જરૂર છે. કેટલાક મધ્યમ સ્થિતિવાળા વેપારમાં મોટી રકમનું કરજ કરી ગજા ઉપરાંતના સટ્ટા વગેરેના વેપારો કરી પાયમાલ થઇ જાય છે વળી આજ કાલના કેટલાક શ્રીમંતો રંડીબાજી, જુગાર, સટ્ટો અને ઘોડાની સરત વગેરેના મોજ શોખમાં પડી પોતાની મોટી દોલત ગુમાવવા ઉપરાંત કરજદાર થઇ જાય છે, એ બહુ અફસોસ કારક છે. કેટલાક આબરૂદાર માણસોને આવા પૈસાની તંગીના વખતમાં વાયદાસર લેણદારોને નાણું ન ભરાવાથી આત્મઘાત કરતા આપણે જોયા છે. હવે અનાચારથી દુર્યોધન વગેરે કૌરવોની અને રાવણની અગણિત લક્ષ્મીનો નાશ થયો છે. અને દુરાચારમાં પડેલા શ્રીમંતો ટુંક વખતમાં દ્રવ્યહીન થઈ ગયેલા આપણે જોઇએ છીએ. છતાં આજકાલના શ્રીમંતો જેઓ અનાચા-

રથી વર્તનારા છે, તેઓની આંખો આવા તાજા દાખલાઓથી ઉઘડતી નથી, એ થોડું શોચનીય નથી. કરજ કરવું એ પાપ કરવા બરાબર છે, એમ સમજવું તે ડહાપણ ભરેલું છે. પ્રમાણિકપણે મેળવેલો રોટલાનો ટુકડો અપ્રમાણીકપણે મેળવેલા દુધપાકનાં ઉત્તમ ભોજનથી હજારગણો સારો છે, એમ ખાત્રીથી માનજો. આપણામાં કહેવત છે કે "રાજાના મહેલ જોઇ આપણાં ઝુંપડાં ભાંગવાં નહીં" માટે આપણે દૈવઇચ્છાથી જે સ્થિતિમાં મુકાયલા હોઇએ, તે સ્થિતિમાં સંતોષ માની પ્રમાણિકપણે પોતાનો ઉદ્યોગ કરી પોતાનું ગુજરાન કરવું. એજ આપણી ફરજ છે અને ખરો નીતિનો રસ્તો છે. એમ સમજવાને બદલે કેટલાકો કરજ કરી ગાડી ઘોડા, વાડી બંગલા, વગેરેને વસાવી શ્રીમંતાઇનો ડોળ કરી ભોળા લોકો પાસે મોટી રકમો કરજે કાઢી આખરે દેવાળું ફુંકી પોતાના લેણદારોને રડાવે છે. એ કેવું દીલગીરી ભરેલું છે ?

હવે આવા લોકો શ્રીમંતાઇનો ડોળ કરી લોકોને ઠગવાને બદલે પોતાની દોલતનાં પ્રમાણમાં વેપાર કરે, તો તેમાં શું ખોટું છે? અલબત્ત આવા ડોળ ઘાલુ શ્રીમંતો એમ સમજે છે કે મોટા પાયા ઉપર વેપાર કરી મોટી રકમનો નફો મેળવી જલદીથી કરજ મુક્ત થવાશે, પણ વેપારમાંએ શું ખાત્રી છે કે આવા માણસો ખોટ નહીં કરતાં નફોજ મેળવશે ? આવી રીતે કરજ કરી મોટા પાયા ઉપર વેપાર કરી મોટી રકમનો કરજદાર થઈ પોતાની આબરૂને અને પેઢીને અને બાપદાદાના વખતની મેળવેલી કુટુંબની કીર્તિને આવા મૂર્ખ મનુષ્યો બટ્ટો લગાડે છે, એમાં જરા પણ શક નથી. કરજદાર માણસને લેણદારના વારંવારના તગાદાને અને કરડા શબ્દોને માન આ-

પવું પડે છે અને કેટલીક વખત ગાળો અપમાન પણ સાંખવા પડે છે. અને કેટલીકવાર નીચ પ્રકૃતિના લેણદારનાં વખાણ ખોટી રીતે કરવાં પડે છે, એ થોડું દીલગીરી ભરેલું નથી. કેટલાક ક્રુર હૃદયના લેણદારો આવા અવિચારી કરજદારની મીલકત જપ્ત કરી ટાંચ વગેરે કઢાવી, કાચી જેલમાં બેસાડી તેની આબરૂ લે છે અને પાછળથી તે મીલ્કત લીલાંઉ કરી પોતાની ધીરેલી રકમ વસુલ કરે છે. હવે આવી સ્થિતિમાં આબરૂદાર કરજદારની શું દુર્દશા થાય છે, તેનો વિચાર વાંચનાર પોતેજ કરશે, તો વધારે સારૂં ગણાશે. આ દુનીઆમાં આપણા કરેલાં સારા અથવા નરસા કર્મોનું ફળ આપણને પોતાનેજ ભોગવવાનું છે, એ ખૂબ ધ્યાનમાં રાખવાનું છે. કેટલાક જાગીરદારો અહફેલીમાં પડી પોતાની જાગીર મારગેજ મુકી પાયમાલ થયેલા આપણે જોઇએ છીએ, વળી કેટલાક ખાનદાની કરજદારોને લેણદારો પાસે જતાં પણ શરમ આવે છે. અને આવા માણસ ઉપર ઘાતકી લેણદાર તરફથી જુલમ થાય છે. ત્યારે આપઘાત કરવાનો વખત પણ આવે છે; માટે ડાહ્યા મનુષ્યે બનતા સુધી કરજદાર થવું નહીં; કારણ કે આ દુનીઆમાં કરજ કરનારા ઘણી રીતે દુઃખી થતા આપણે જોઇએ છીએ. માટે કરજ મુક્ત રહેવું, એના જેવું એક પણ સુખ નથી. કેટલાક અજ્ઞાન માણસો દાગીના, મકાનો વગેરે પોતાની મીલકત મારગેજ મુકી, મોટી રકમોનું વ્યાજ ભરે છે. અને ભવિષ્યમાં તે મીલકતો મારગેજ રાખનાર પાસેથી છોડાવી પોતે કરજ મુક્ત થશે, એમ ધારે છે, પણ આવા માણસોએ યાદ રાખવાનું છે કે લેણદારને પોતાની મીલકતો મારગેજ રાખી વ્યાજ ભરી તેના દેવાદાર રહેવું, તેના કરતાં એકાદ મીલકત વેચી નાખી કરજ મુક્ત રહેવું એ હજારગણું સરસ છે. જેમ એક સડેલાં ફળને સુધારતાં તેના સડેલા

ભાગ ઉપરાંત વધુ ભાગ કાઢી નાખીએ, તો તે સ્વાદથી ખવાય છે. અને વધુ ભાગ જતો રહે તેવી બીકથી તેવીજ સડેલી સ્થિતિમાં તેને રાખવાથી થોડા કલાકમાં તેનો ઘણોખરો ભાગ સડી જાય છે. તેવીજ રીતે મારગેજ મુકેલી મીલ્કતો સડેલાં ફળો જેવી સમજવી. કેટલાકો દીકરાને પરણાવવાનો લહાવો લેવા માટે, અને કેટલાકો બાઇડીના સીમંતના પ્રસંગે અને ઘરડા માબાપનાં કારજ ધામધુમથી કરવા માટે ફુલણજી બની ગજા ઉપરાંતનો ખરચ કરજે નાણા કાઢી કરે છે. એ કાંઇ થોડું મૂર્ખાઈ ભરેલું કામ નથી. આખરે મોટાં કુટુંબ વાળાથી આવા પ્રસંગોમાં ઉપરા ઉપર મોટા ખરચો કરવાથી આખી જીંદગી સુધી કરજ મુક્ત થઈ શકાતું નથી. આવા માણસોને પોતાના ગજા પ્રમાણે ખર્ચ કરવાની શીખામણ આપતાં તેઓ કહે છે કે અમારા બાપદાદાની આબરૂ પ્રમાણે ખરચ કરવાની જરૂર છે, પણ આવા મૂર્ખ મનુષ્યોએ સમજવાનું છે કે તેના બાપદાદાઓ મોટા શ્રીમંતો હતા. અને ગમે તેમ કરતા, તે ચાલતું; પણ હાલ તેઓ ગરીબાઇમાં પોતાનું ગુજરાન ઘણી મુશ્કેલીથી કરે છે; છતાં તેના શ્રીમંત વડીલો ની માફક કારજ અવસરે ફુલણજી બની પૈસો ખરચી કરજદાર થાય છે; એ બીલકુલ ડહાપણ ભરેલું નથી. વળી કેટલાકો તો આવા પ્રસંગે લહાવો લેવા માટે દરદાગીનો અને ઘરબાર મારગેજ મુકી કરજ કરવાને ચુકતા નથી; એ પણ થોડું ખેદકારક નથી. "ઘર વેચાંને વરો કરવો" અને "છોકરા ઘંટી ચાટે અને પાડોસીને આટો આપવો" એની માફક કરવું એ બીલકુલ કોઇબી રીતે વાજબી ગણાશે નહીં. વળી યાદ રાખજો કે એક મોટો રાજા કરજદાર સ્થિતિમાં મહેલમાં રહી જે ઉત્તમ વૈભવો ભોગવે છે, તેના કરતાં એક સારો પ્રમાણિક ગ્રહસ્થ તેના સાદા ઝુંપડા જેવા ઘરમાં કરજ

વગરનો બની આનંદ અને સંતોષ સાથે રહી જે સુખ ભોગવે છે, તે સુખ તેને રાજાના સુખ કરતાં લાખગણું વધારે સારૂં ગણાય છે. આ દુનીઆમાં ખરેખરો સુખી એજ કહેવાય છે કે જે તનદુરસ્ત છે અને જે કરજ મુક્ત છે.

---

## આજકાલની ફેશન.

આજકાલની ફેશન એટલે ચાલુ જમાનામાં આપણા રીતરીવાજોનો નજરે પડતો દેખાવ. હવે આગળના જમાનામાં આપણા વડવાઓના શું રીતરીવાજો હતા અને આજકાલના આપણા રીવાજોની તેની સાથે સરખામણી કરતાં તે કેટલા ખરાબ અથવા સારા છે, તે જાણુવાની આપણને ઘણી જરૂર છે. પહેલાં આપણે પોશાક, (પહેરવેશ) અને દાગીનાની બાબત તપાસીએ. આપણા વડવાઓ જાડાં અને ટકાઉ લૂગડાં ઓછા ખર્ચે ખરીદ કરી લાંબો વખત તે કપડાં વાપરી પૈસાનો બચાવ કરી શકતા હતા. આવી રીતે બચાવેલો પૈસો આફતની વેળાએ છૂટથી વાપરી પોતાનું રક્ષણ કરતા તેને બદલે આપણે ઝીણી કુમાશના અને લાંબો વખત નહીં ટકે તેવાં ફેન્સી લૂગડાં વાપરી મોટી રકમનો ખર્ચ દેખાદેખીથી કરીએ છીએ. આવા પ્રકારનો ગજા ઉપરાંતનો ઉડાઉ ખર્ચ રાખવાથી હાલના વખતમાં આપણે પૈસો બચાવી શકતા નથી અને તેને લીધે આપણામાંના ઘણા ખરાને સારે અથવા માઠે પ્રસંગે ખરચવાને પોતાની પાસે પૈસો નહીં

હોવાથી કરજદાર થઇ આખી જીંદગી દુઃખદાયક રીતે પસાર કરવી પડે છે, એ ઘણું શોચનીય છે. દાખલા તરીકે એક ધોતી જોટો ઘટ કુમાસનો રૂ. ૨ ની કીંમતનો જે તેઓ બાર મહીના સુધી વાપરતા હતા. તેને બદલે તેનાથી દોઢી કીંમતના ઝીણી કુમાશના અને ઓછો વખત વપરાય તેવા ત્રણુથી ચાર ધોતી જોટા આપણે હાલવાપરીએ છીએ. તેજ પ્રમાણે બૈરાંઓ પણ અસલ ચીનાઇ રેશમી સાડી અને ચોળીઓ જે લૂગડાંની વાપરતા તે સાદું પણ લાંબો વખત ટકાઉ હતું એટલે કે તેઓ તેનો ઉપયોગ એક દાહેકા કરતાં વધુ વરસ કરી શકતાં. વળી તેઓ થોડે દામે સાદી પણ સારી સીલાઇ કરાવતા. તેને બદલે આજ કાલ "ઇમીટેશન" સીલ્કને નામે વેચાતાં ફેન્સી કપડાંની સુતરાઉ કરતાં બેથી ત્રણ ગણી કીંમત આપણે વધુ આપીએ છીએ કે જે કપડું એકાદ વાર ધોવાયા પછી સુતરાઉ કરતાં હલકી કીંમતનું લાગે છે અને તેની ફેન્સી સીલાઇ બનાવવા માટે તે કપડાંની કીંમત જેટલાજ અગર કેટલાક વાર તેનાથી પણ વધુ દામ આપી શીવરાવીએ છીએ અને આનંદ માનીએ છીએ કે આપણાં બૈરાંઓએ ફેન્સી પોલકાં વગેરે પહેર્યાં, એ પણ આજકાલની ફેશનની નવાઇ છે. વળી ઘણા ખરા શ્રીમંતો શરીરના ભાગો દેખાય તેવાં ઝીણાં કપડાં પહેરી પોતાની મોટાઇ સમજે છે, એ પણ શરમ ભરેલું છે. કપડાં પહેરવાં એ આપણું અંગ ઢાંકવા માટે છે. વળી કેટલાકો કોલર, નેકટાઇ, કફનાં વાસકુટો અને ખમીસો વગેરે પાછળ પણ દેખાદેખીથી ગજા ઉપરાંતનો ખર્ચ કરતાં પાછું વાળી જોતા નથી. કહેવત છે કે "દેશ છોડવો પણ વેશ છોડવો નહીં" તેને બદલે આપણે અંગ્રેજો અને પારસીઓના પહેરવેશની નકલ કરવા લાગ્યા છીએ, પણ બારીકીથી

જુઓ કે તેઓ આપણા પહેરવેશની કેટલી નકલ કરે છે ? એ શું બતાવે છે ? આપણી અજ્ઞાનતા સિવાય કાંઇ નહીં.

## ધણીને સતાવતી નાદાન સ્ત્રીઓ !

પણ અફસોસની વાત છે કે જેમ જેમ આપણે વધુ બારીક કુમાસના અને ફેન્સી કીંમતી પોશાકો પહેરતા થયા, તેમ તેમ આપણે વધારે નાજુક શરીરના અને આવક કરતાં વધુ ખર્ચ વાળા થતા જઇએ છીએ તેનો વિચાર કોઇને કંઇ થાય છે કે ? શ્રીમંતો અને બાપ કમાઇ વાળા ધનવાનો ગમે તેમ કરશે, તો પણ ચાલશે પણ આજકાલ મધ્યમ વર્ગ વાળા અને સાધારણ સ્થિતિવાળા પણ આવા પહેરવેશની નકલ કરી કરજના ખાડામાં ડુબતા જાય છે એ થોડું શોચનીય નથી. થોડાં વરસ અગાઉ એકાદ બનાતનો ડગલો દશથી બાર વરસે ચાલતો તેને બદલે તેટલીજ કીંમતનો "કોટીન" અને "વીનીઝન" નો ડગલો એકાદ વરસમાં ફાટી રદ થાય છે, તેનું શું કારણ હશે વારૂ ? જેમ આપણે નાજુક બાંધાના થતા ગયા અને ફેન્સી કપડાં વાપરવા લાગ્યા તેમ તેમ પરદેશી વેપારીઓ ઓછું ટકાઉ કાપડ કાઢતા ગયા અને તેના વધુ દામ માંગવા લાગ્યા અને તેનાં પરિણામે વધુ દામ આપી ઓછું ટકાઉ ફેન્સી કાપડ ખરીદી આપણે વધારે ખર્ચ વાળા થતા ગયા. આજકાલ કેટલાક પારસી ભાઇઓ અંગ્રેજોના પોશાકની અને રીવાજોની નકલ કરે છે અને કેટલીક હિંદુ સ્ત્રીઓ પારસણોના પહેરવેશની નકલ બહુ સારી રીતે કરવા લાગી છે એ પણ મારા વિચાર પ્રમાણે આ જમાનાની નવાઇ છે. કેટલીક નાદાન સ્ત્રીઓ પોતાના નિર્ધન ધણીને આવાં ફેન્સી કપડાં કરજ કરી શીવરાવી આપવા સતાવે છે અને આવી

રીતે સ્ત્રીની મરજી સંપાદન કરનારા પુરૂષો આખરે દુઃખી સ્થિતિ ભોગવતા આપણે જોઇએ છીએ, એ પણ ઘણુંજ દીલગીરી ભરેલું છે.

## મશીન પાલીસના દાગીના !

હવે આપણે ઘરેણાંની સરખામણી કરીએ. અસલના રાજવંશી સિવાયના લોકો ઘણો ખરો નક્કર સોનાનો દાગીનો વાપરતાં અને હીરા મોતી વગેરે ઝવાહીર તરફ બહુ અણગમો ધરાવતા, કારણ કે પૈસાની તંગી વખતે તે લોકો તે નક્કર સોનાના દાગીના મારગેજ મુકી તરતજ નાણાં મેળવી શકતા, તેને બદલે આજકાલના શ્રીમંતો હીરા મોતી વિગેરે ઝવેરાત ખરીદી પોતાની પુંજી તેમાં રોકે છે, પણ તેઓએ યાદ રાખવાનું છે કે આવા ઝવેરાતના દાગીના ઉપર નાણાં મેળવતાં બહુ મુશ્કેલી પડે છે અને આ પ્રમાણે ગરજવાન પૈસા લેનારને મુદ્દલ દાગીનાની કીંમત કરતાં ભાગ્યેજ પચાસ ટકા નાણાં મળી શકે છે. આ ઉપરથી એમ નથી સમજવાનું કે શ્રીમંતોએ ઝવેરાતના દાગીના પહેરવા નહીં, પણ તે લોકોએ પોતાના દાગીનાનો મોટો ભાગ સોનાના દાગીનાનો રાખવાથી ફાયદો છે, એમ સમજવાની જરૂર છે. અસલના લોકો બનતાં સુધી સતાણું ટચના સોનાના દાગીના સાદી ફેશનના વાપરતા તેને બદલે હાલ કેટલાકો ગીની અને ચૌદ અને અઢાર "કેરેટના" સોનાના દાગીના વાપરી આનંદ માને છે. પરંતુ તે વેચતી વખતે મજુરી બાદ કરતાં પોણું નાણું પણ તેઓ ઉપજાવી શકતા નથી અધુરામાં પુરૂં "રોલ્ડ ગોલ્ડ" ના વીલાતી ફેન્સી દાગીના માટે આપણે લલચાઇ ખર્ચ કરીએ છીએ.

પણ થોડા વર્ષમાં આવા દાગીના કાળા પડી જાય છે અને વેચતી વખતે એક રૂપીઆની ચિજનો એક આનો પણ પાછો આવા દાગીનાનો મળી શકતો નથી ! "મશીન પોલીસનો" એક ફેન્સી દાગીનો બનાવવા માટે એક તોલાની ચારથી પાંચ રૂપીઆ મજુરી આપવી પડે છે અને દર વરસે નવા નવા દાગીનાની ફેશન નીકળતાં આપણું મન તે તરફ આકર્ષાય છે. આવી રીતે ત્રણથી ચાર વાર અદલ બદલ કરતાં આખો દાગીનો થોડા વર્ષમાં ખલાસ થઇ જાય છે, એ પણ આ જમાનાની અને આજકાલની ફેશનની નવાઇ છે! વધારે અજાયબી તો એ છે કે અસલના વખતમાં સાદા પણ નકર દાગીનો પહેરનારા અને જાડાં કપડાં પહેરનારા શરીરે ઘણા બળવાન, તન્દુરસ્ત અને દીર્ઘાયુષ્યવાળા હતા. અને આપણે હાલ જે ઘણા ફેન્સી અને ઝીણી કુમાસનાં કીમતી લૂગડાં અને હલકાં વજનના ઝવેરાતના દાગીના પહેરીએ છીએ, તે હમેશાંના રોગી, અશક્ત અને લઘુ આયુષ્યવાળા થતા જઇએ છીએ, એ પણ આજકાલની મોટી વિચિત્રતા છે ! ગુજરાત અને કાઠીઆવાડની સ્ત્રીઓ અગાઉ પગે એક સોથી દોઢસો તોલાનાં લંગરો અને ત્રોડા પહેરી ઝપાટાબંધ નદીએ પાણી ભરવા જતી તેને બદલે આજની કેટલીક સ્ત્રીઓ તેનાથી ચોથા ભાગના વજનનો દાગીનો પગે પહેરતી વખતે "બહુ વજનદાર" છે એવી ફરીઆદો કરે છે અને વળી તેઓને ઘરમાં બેડે નળનું પાણી ભરવાનું પણ આળસ અને અશક્તિ લાગે છે, એ કાંઇ આજકાલની ફેશનની ઓછી નવાઇ નથી ! પાણીના નળો, મીલોમાં પીસાતો તૈયાર આટો, વાસણ માંજવા માટે ઘાટી, છોકરાં સાચવવા માટે ઘાટણ, રસોઇ તૈયાર કરવા માટે ભટ્ટ વગેરેનાં સાધનોથી સ્ત્રીઓને શારિરિક મહેનત કરવાનો લાભ બીલકુલ મળી

શકતો નથી અને પુરૂષ વર્ગને ટ્રામ, વીકટોરીઆ, રેલ્વે વગેરેનાં સાધનથી પગે ચાલવાનો પ્રસંગ મળતો નથી. વળી તેઓમાંના ઘણા ખરાને કસરતશાળા અને તરવા વગેરેની કસરત તરફ અણગમો હોય છે તેથી તેઓ બંને વર્ગની તન્દુરસ્તી અધોગતિએ હાલના જમાનામાં પહોંચી છે, એમાં જરા પણ શક નથી. આટલું છતાં પણ આવા આળસાઈના દુર્ગુણ રૂપી સુખોને આપણે શ્રીમંતાઈનું સુખ સમજી આનંદ માનીએ છીએ, એ પણ ચાલુ જમાનાની નવાઇ સિવાય કાંઇ નથી. હવે આ ઉપરથી એમ નથી સમજવાનું કે સ્થિતિ સારી હોય અને ખરચ કરવાને આપણે શક્તિવાન હોઇએ છતાં આપણે સારા ઝીણા કુમાશનાં લૂગડાં અને ઝવેરાતના દાગીના વાપરવા નહીં, પણ આવા શ્રીમંતોએ સમજવાનું છે કે બહુ ફુલણજી બની હદ બહાર ખર્ચ આવી ચિજોમાં કરવો તે સારૂં નથી. તે લોકો પાસે વ્યાજબી રીતે ખર્ચ કરતાં વધુ પૈસાનો બચાવ થાય તો તે સારાં ધર્માદાનાં કામમાં વાપરવાના બીજા ઘણા રસ્તાઓ છે. આપણો ખર્ચ અને પોશાક વગેરે વૈભવ એવો સાદો અને સારો રાખવો કે જે હમેશાં નિભી શકે, કારણ કે હદ બહાર ફુલણજી બની ખરચ કરનારા કેટલાક શ્રીમંતોને પ્રસંગોપાત દુઃખી થતા અને દરિદ્રાવસ્થામાં એક ટંકના ભોજન વાસ્તે ભીખ માંગતા આપણે નજરે જોઇએ છીએ. છતાં આપણે આવી બાબતોમાં ગાફેલ રહીએ છીએ એ પણ નવાઇ જેવું છે. હવે આપણે ખોરાકની બાબતની સરખામણી કરીએ. આપણા વડિલો શારીરિક શ્રમ લઇ ઉદ્યોગી જીંદગી ગાળી સાદો પણ પૌષ્ટિક ખોરાક ખાઇ લાંબી તન્દુરસ્ત જીંદગી ગુજારવાળા હતા. આજે આપણે આળસુ અને મોજમજાની જીંદગી ગાળવાવાળા છીએ. વળી ઘડી ઘડી અનિયમિત રીતે સ્વાદિષ્ટ ખોરાક ખાનારા છીએ.

આવી રીતે બહુ ખોરાક ખાવાથી આપણું શરીર બહુ બળવાન થશે એવું માનનારા છીએ. એ પણ અજાયબ થવા જેવું છે.

## પારસણોની નકલ સ્ત્રીઓને હદ બહારની છુટ !

વળી આજકાલ પુરૂષો સ્ત્રીઓને શરૂઆતથીજ હદ બહાર છુટ તેઓને ખુશી કરવા આપે છે, પણ થોડા વખતમાં તેનું પરિણામ ઘણું ખરાબ આવે છે. કેટલાક પારસીઓએ આ પ્રમાણે સ્ત્રીઓને હદ બહાર છુટ આપી હવે બહુ પસ્તાવો કરતા આપણે જોઇએ છીએ, પણ આપણી સ્ત્રીઓ કે જેઓ પારસણોની નકલ દરેક બાબતમાં કરે છે તેઓને પણ આપણે છુટ આપતાં વિચાર કરતા નથી, તો ભવિષ્યમાં આપણી પણ સ્થિતિ પસ્તાવો કરતી થાય તો તેમાં કંઇ નવાઈ જેવું નથી. અલબત સ્ત્રીઓને ઘટની અને હદસરની છુટ આપવી જરૂરની છે, પણ હદની બહાર છુટ આપવાથી તેનું પરિણામ વિપરિત આવ્યા સિવાય રહેતું નથી, તેનો આબેહુબ ચિતાર આજકાલ ભજવાતો 'ખુબ સુરત બલા,' 'ચંદ્રકલા' અને એવાજ બીજા કેટલાક સંસારી નાટકો પુરો પાડે છે. પતિવ્રતા સ્ત્રી ગરીબાઇમાં પોતાનું ગુજરાન મુશ્કેલીથી કરે છે અને અનીતિમાન સ્ત્રી કીંમતી આભૂષણો પહેરી મોજ કરે છે. મૂર્ખ મનુષ્ય શ્રીમાન હોય છે અને વિદ્વાન મનુષ્ય નિર્ધન હોય છે એ પણ આ જમાનાનીજ વિચિત્રતા છે. વળી કેટલાકોને પોતાનાં માબાપ, ભાઇ બહેન અને કુટુંબી કરતાં સાસુ, સસરા, સાળા, સાળી, વગેરે શ્વસુર પક્ષનાં સંબંધીઓ વધારે વહાલાં લાગે છે, એ પણ ચાલુ જમાનાની ખુબી છે! કેટલાક મૂર્ખ અભિમાની છોકરાઓ ઘરડાં માબાપને

ગાળો આપી તેઓનું અપમાન કરે છે અને હદ ઉપરાંત કામ તેઓ પાસે કરાવે છે અને આવી રીતે પોતાનાં ઘરડાં માબાપોને હેરાન કરે છે, પણ આવા મદાંધોએ સમજવાનું છે કે તેઓને પણ ઘડપણ આવ્યા સિવાય રહેશે નહિ અને પોતાનાં માવતરની આંતરડી આવી રીતે કકડાવનાર સંતતીઓ ભવિષ્યમાં કદી પણ સુખી થનાર નથી, એ ખુબ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

## નાચ પાર્ટીના શોખીનો !

વળી હરિકીર્તન વગેરે ધર્મ અને નીતિના વિષયો જ્યાં ચર્ચાય છે ત્યાં જવાને આપણાંમાંના ઘણા ખરાને કંટાળો અને આળસ ઉપજે છે અને નાચ પાર્ટી, નાટક, સીનેમેટોગ્રાફ વગેરે તમાસામાં હાજરી આપતાં આનંદ અને હોંસ થાય છે એ પણ આજકાલની ફેશનની નવાઇ સમજવી. પોતાના નિરાધાર જ્ઞાતિ બંધુને અને જાતભાઇને મદદ આપતાં દિલ ઉદાર થતું નથી પણ ઘોડાની સરત, નાચ પાર્ટી અને નાટકો વગેરેની મોજમજા માટે ઉદાર વૃત્તિ જણાય છે એ પણ આજકાલની શરમ ભરેલી ફેશન સમજવી. છેવટે કહેવાનું કે ઉપર જણાવેલી આજકાલની ફેશનો તરફ ધિક્કાર સાથે અણગમો બતાવવો અને આપણે દૈવ ઇચ્છાથી જે સ્થિતિમાં જન્મ્યા હોઇએ તેમાં સંતોષ માની પ્રમાણિકપણે ઉદ્યોગી જીવન સાદાઇથી આનંદ સાથે ગાળવું અને દુર્વ્યસનોથી અને દુષ્ટના સંગથી દુર રહેવું અને આવક કરતાં ખર્ચ વધુ થાય નહીં તેનું ખૂબ ધ્યાન રાખવું અને પોતાથી બને તેટલી વધુ ઇશ્વરની ભક્તિ કરી કાયાનું કલ્યાણ કરવું એના જેવો ઉત્તમ રસ્તો આપણે માટે એક પણ નથી.

---

# "મનુષ્ય જીવનની આગગાડી સાથે સરખામણી."

આપણી આ ક્ષણભંગુર જીંદગી આગગાડીને ઘણીખરી રીતે મળતી છે તેનો વિચાર ઘણાજ થોડાઓને આવ્યો હશે. એવું સમજી મને જે વીચારો આગગાડીને જોઇને થાય છે, તે હું નીચે પ્રમાણે લખી જણાવું છું.

આગગાડી પહેલે સ્ટેશનેથી ઉપડી વચલાં સ્ટેશનોએ અટકતી અટકતી છેલ્લે સ્ટેશને ઉભી રહે છે. તેવીજ રીતે આપણા જન્મ પછી બાળપણ, જુવાની અને ઘડપણની સ્ટેશનરૂપી જુદી જુદી સ્થીતીઓમાંથી આપણી જીંદગીને પસાર થઈ આખરે મોતને સ્ટેશને અટકવું પડે છે. હવે જ્યારે લાઇન કલીઅર હોય છે ત્યારે આગગાડી જેમ છેવટને ધારેલે સ્ટેશને વગર અકસ્માતે પોંહોંચે છે; તેવી જ રીતે આપણે પણ જો નીતી અને સત્યતાના સીધા રસ્તે ચાલશું તો વગર અડચણે આપણી જીંદગીની મુસાફરી ફતેહ સાથે પુરી કરી શકશું. જેમ સ્ટેશનો નાનાં મોટાં જોવામાં આવે છે તેવાજ રીતે આપણને આ દુનિયામાં નાના મોટા સુખ અને દુઃખમાંથી પસાર થવું પડે છે. ચોક્સ ગામ જતી ગાડીને જેમ ચોકસ રસ્તાઓમાંથી પસાર થવું પડે છે તેવીજ રીતે દૈવ ઇચ્છાને આધીન થઇ આપણી જીંદગીની મુસાફરી આપણને કરવી પડે છે. ગાડીના એક ડબામાં જુદા જુદા ગામના લોકો એકઠા થાય છે અને સૌ સૌનું સ્ટેશન આવતાં જેમ રાજી ખુશીથી તે લોકો ઉતરી જાય છે તેવીજ રીતે આપણી જીંદગીની મુસાફરીમાં કુટુંબીઓ, મીત્રો બાઇડી, છોકરાં

વગેરે આપણુને મળે છે પણ સૌ સૌનું સ્ટેશન ( મોત ) આવતાં આપણાથી વગર આનાકાનીએ જુદા પડી જાય છે, અને આપણે તે જોયા કરીએ છીએ. ગાડી જેમ સ્ટેશન ઉપર ઉતરી પડેલા ઉ-તારૂઓની દરકાર કર્યા વગર આગળ ચાલે છે તેવીજ રીતે મરણ પામેલાઓની દરકાર કર્યા વગર આપણે પણ આપણો સંસારી રસ્તો કાપીએ છીએ. રસ્તામાં કાંઇ અકસ્માત થવાથી ગાડી ટાઈમસર ધારેલે સ્ટેશને પોહોચી શકતી નથ તેવીજ રીતે આપણે અકસ્માત રૂપી આહાર વીહાર અને નીતીના નીયમોનું પાલણ નહી કરીએ તો આપણે પણ આપણી જીંદગીના છેવટના સ્ટેશને ( ઘડપણ ) સુધી મુસાફ્રી પુરી કરી શકશું નહીં.

ગાડીની મુસાફ્રરીમાં સ્ટેશનો આવતાં જેમ કેટલાકો ગાડીમાંથી ઉતરે છે અને ચડે છે તેવીજ રીતે આપણી જીંદગીની મુસાફ્રરીમાં આપણુને કેટલાકોનો સંબંધ તેઓનું સ્ટેશન ( મોત ) આવતાં છુટી જાય છે, અને વળી કેટલાક નવા સાથે નવું સ્ટેશન ( જન્મ થતાં ) આવતાં આપણે નવા સમાગમમા આવીએ છીએ. જેમ ગાડીને નાના મોટા અકસ્માતો થવાનો સંભવ છે તેવીજ રીતે આપણી જીંદગીમાં આપણે માથે પણ નાના મોટા સુખ અથવા દુઃખ પડવાનો સંભવ છે. ગાડી જેમ શીયાળો, ઉનાળો, અને ચોમાસું બધાને સરખું ગણી આનંદથી પોતાની મુસાફ્રરી નીયમીત રીતે કરે છે; તેવી રીતે આપણે પણ સુખ દુઃખને માટે હરખ અને શોક નહીં કરતાં આનંદથી ની-યમિત રીતે આપણી જીંદગી પસાર કરવી જોઇએ. સ્ટેશનપર જેમ ઉતારૂઓ ભાતું અને મુસાફ્રીનો સામાન લઇ પોતાને ગામ જતી ગાડીની આતુરતાથી વાટ જોઇ ઉભા રહે છે તેવીજ રીતે આપણે

આપણી સ્વર્ગની મુસાફરીને માટે પુણ્ય અને સત્યતા રૂપી ભાતું સાથે રાખી આપણી ગાડી (મોત) ની આતુરતાથી રાહ જોવાની જરૂર છે. આગગાડી જેમ નકામી વરાળ, પાણી અને ધુમાડાને બહાર કાઢી નાંખે છે; તેવીજ રીતે આપણે પણ કામ, ક્રોધ, લોભ, મોહ. અને અહંકાર જેવા નકામા વિષયોનો ત્યાગ કરવાની જરૂર છે. જેમ ગાડીનો ડબો તેના પાટા ઉપર હોય છે ત્યારે બે ત્રણ માણસ તેને સેહેલાઇથી ખસેડી શકે છે કે જે ડબો પાટા ઉપર નહીં હોય તો એક સો માણસથી પણ ખસેડી શકાતો નથી; તેવીજ રીતે ન્યાયને માર્ગે ચાલવાવાલાને તેનો રસ્તો કાપતાં બીલકુલ મુસ્કેલી લાગશે નહીં, પણ અનીતીને રસ્તે ચાલનારને પાટા ઉપરથી ખસી ગયેલા ડબાની માફક પોતાનો સંસારી રસ્તો કાપવાને ઘણી મુસ્કેલી લાગશે એમાં જરા પણ શક નથી. જેમ એનજીન ડ્રાઇવરને અકસ્માત વાળી જગા અથવા સ્ટેશન આવે છે ત્યારે ગાડી એકદમ ઉભી રાખવાને અથવા ધીમેથી ચલાવવાને રેલવે ખાતા તરફથી ચેતવણી મળે છે, તેવીજ રીતે અધર્મને રસ્તે ચાલનારને વીદ્વાનો તરફથી અને વડીલો તરફથી તેમ નહીં કરવાની ચેતવણી મળે છે. ઝડપથી ચાલતી મેલ ટ્રેન જેમ મોટું સ્ટેશન આવતાં એકદમ ઉભી રહે છે, તેવીજ રીતે આપણે પણ આપણો સંસારી રસ્તો કાપતી વખતે પાપ કર્મ અને અન્યાય કરતાં એક દમ અટકી જવું જોઇએ ગાડીના પાટા જેમ હમેશાં વાપરવાથી ચળકાટ વાળા દેખાય છે તેવીજ રીતે આપણું મન અને શરીર હમેશાં ઉદ્યોગી રાખવાથી સારી હાલતમાં રહે છે. જેમ આગગાડીના કાયદા તેમાં મુસાફરી કરનાર શ્રીમંતો અગર ગરીબોને માટે એક સરખા છે. તેવીજ રીતે ઇશ્વરી દરબારના કાયદા દરેક પ્રાણીને માટે એક સરખા છે. આગગાડી જેમ કોલસા અને

પાણીની મદદથી સીટી મારતી પોતાનો રસ્તો કાપે છે; તેવીજ રીતે આપણે પણ પ્રમાણીકપણાથી અને ઉદ્યોગથી જીંદગી ગાળી ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં અને બીજાઓને પણ ઇશ્વર ભજન કરવાનો મોટે સાદે બોધ દેતાં દેતાં આપણો સંસારી રસ્તો કાપવો જોઇએ.

હવે આ ઉપરથી સમજવાનું છે કે વગર અકસ્માતે અને વગર અડચણે ગાડીમાં બેઠા પછી છેવટને સ્ટેશને પોંહોંચવાને આપણને હુશીઆર હાંકનારની અને સાફ રસ્તાની જરૂર છે. પણ તે રસ્તો કેવી રીતે સાફ રાખવો અને હુશીઆર હાંકનાર કેવી રીતે મળે તેની તપાસ કરવાની આપણી ફરજ છે. રેલવે ખાતાવાળાને સારા હાંકનાર રાખવાને અને સાફ રસ્તો રાખવાને કરોડો રૂપીઆના ખરચો રાખવા પડે છે. તેના પ્રમાણમાં આપણને સંસાર રસ્તો કાપતાં સારા હાંકનાર ( દ્રઢમન ) અને સાફ રસ્તો ( પ્રમાણીકપણું અને ઉદ્યોગ ) રાખવાને બીલકુલ ખરચ થતો નથી એવું કહીએ તેમાં જરા પણ ખોટું નથી. હવે દ્રઢ મન, પ્રમાણીકપણું અને ઉદ્યોગ સારા પૂસ્તકો વાંચવાથી અને સારી સોબત રાખવાથી મેળવી શકાય છે, અને એક વખતે આપણે દ્દઢ મન કર્યું તો પછી આપણો સંસારી રસ્તો કાપવાને અને વગર અકસ્માતે છેવટના સ્ટેશન ( મરણ ) સુધી પોંહોચવાને આપણને કોઇપી પ્રકારની અડચણો નડશે નહીં અને આપણી માનવ મુસાફરી સફળ થયેલી જણાશે એમાં જરા પણ શક નથી.

# પ્રમાણિકપણું.

निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्
अद्यैव वा मरण मस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः

**અર્થ**—વિદ્વાન મનુષ્યો ભલે નિંદા કરે અથવા ભલે સ્તુતિ કરે, લક્ષ્મી ભલે જતી રહે અથવા પુષ્કળ મળે, અને મરણ ભલે આજે થાય અથવા તો હજારો વર્ષ પછી થાય, તો પણ શાણા વિદ્વાન મનુષ્યો નીતિ વિરૂદ્ધ એક પણ કદમ આગળ વધતા નથી.

પ્રમાણિકપણું એટલે નીતિ, ધર્મ, સત્યતા વગેરે. અંગ્રેજીમાં કહેવત છે કે ( Honesty is the best policy ) પ્રમાણિકપણું એજ નીરી નીતિ છે. આ દુનીઆમાં દરેક સ્ત્રી પુરૂષને ફતેહમંદ થવાને અને સારી કીર્તિ અને માન્ મેળવવાને પ્રમાણિક થવાની જરૂર છે. અપ્રમાણિક મનુષ્યો પૃથ્વીમાં કેટલીકવાર થોડો વખત ફાવી ગયેલા માલુમ પડે છે, પણ આખરે તેનુ પરિણામ " સત્યમેવ જયતે " ની માફક આવેલું જણાય છે. પ્રમાણિક માણસો હાલના વખતમાંજ સુખી અને ફતેહમંદ થાય છે, એટલુંજ નહીં પણ હજારો વર્ષ ઉપરનો ઇતિહાસ વાંચી જોશો, તોપણ જણાશે કે પ્રમાણિક માણસો અંતે સુખી થયેલા જણાયા છે. કૌરવો અને પાંડવોના

ઇતિહાસ તપાસતાં શરૂઆતમાં પ્રમાણિકપણાને વળગી રહેનારા પાંડવોને થોડો વખત દુઃખી થવું પડયું હતું, પણ આખરે તેઓ સુખી થયા હતા. હાલના વખતમાં આ દુનીઆમાં એક પણ એવો મનુષ્ય નહીં હોય કે જે ખરાં દિલથી પ્રમાણિકપણાને નહીં ચાહતો હોય, પ્રમાણિક થવું દરેકને ગમે છે અને દરેક પોતાથી બનતો પ્રમાણિક હોવાનો દાવો કરે છે. પણ દીલગીરી સાથે લખવું પડે છે કે આપણામાંથા ઘણાજ થોડા સંપૂર્ણ રીતે પ્રમાણિક વર્તન કરનારા છે. આપણામાંના કેટલાકને સાધારણ વાતચીતમાં અને વ્યવહારિક પ્રસંગોમાં પોતાનું કીંમતી પ્રમાણિકપણું ગુમાવવાના ઘણા પ્રસંગો આવે છે; જેમકે કોર્ટમાં પક્ષપાત કરી ખોટી જુબાની આપવી, દસ્તાવેજો અને લખાણોમાં સામા પક્ષની ગેરહાજરીમાં ફેરફાર કરવો, ટીકીટ વગર રેલવે અને ટ્રામવેમાં મુસાફરી કરવી, થર્ડકલાસની ટીકીટ લઈ સેકન્ડમાં અને સેકન્ડ કલાસની ટીકીટ લઇ ફર્સ્ટકલાસમાં બેસવું. મુસાફરીમાં સામાનની જોખામણીના પૈસા વધુ પડે માટે જેમ બને તેમ છુપાવી લઇ જવો, નાના બચ્ચાંઓની ઉમર પુરતી હોય છતાં અડધી ટીકીટના પૈસા બચાવવા ખાતર જુઠ્ઠું બોલવું, કહેવું એક અને કરવું બીજું, ઘી, તેલ, દુધ, અને અનાજ વગેરેમાં ભેળસેળ કરવી, ઘણા દીવસના પડતર માલને તાજો કહી વેચવો, એક દેશ અને ગામના માલને બીજા દેશ અને ગામના માલ તરીકે ઓળખાવી વેચવો, પોતાના લેણદાર પાસે કાંઇ લેખીત પુરાવો નહીં હોય તો ફરી જવું, અને એક બાબત નહીં જાણવા છતાં તેમાં જાણીતા હોવાનો ડોળ કરવો ને એક વાત જાણવા છતાં અજાણ્યા હોવાનો ડોળ કરવો, અને વચન અને સોગંદની કાંઇ પણ કીંમત ન ગણવી

વગેરે. વ્યવહારી શાણા થનુષ્યે પૈસા સંબંધી લેવડદેવડમાં ખાસ કરી પ્રમાણિકપણું રાખવાની જરૂર છે. કારણ કે વ્યવહારમાં નીતિ ભ્રષ્ટ થવાથી કુટુંબમાં, સગાંવહાલાંમાં, અને મિત્રોમાં ઘણો કલેશ, અણુબનાવ અને કુસંપ થવા સંભવ છે. આજકાલ લાખોના વેપાર કરનારા વેપારીઓ પણ પોતાના વેપારમાં અને નુકશાન વખતે પોતાના લેણુદારને પોતાની મિલ્કત પુરેપુરી સોંપવાને પુરેપુરૂં પ્રમાણિકપણું બતાવી શકતા નથી, એ કાંઇ થોડું દીલગીરી ભરેલું નથી. આવા વેપારીઓએ યાદ રાખવાનું છે કે જો તેમનું નામ અને શાખ નિર્વિઘ્ન રહેશે, તો વગર શકે તેવો ફરી તેજ નામે વેપાર કરી પૈસો મેળવી પોતાનું નામ અને કીર્તિ કાયમ રાખી શકશે. કહેવત છે કે "લાખ જતાં પણ શાખ રાખવી, શાખે મળશે લાખજી." તેનો અર્થ એ છે જે કદાચ લાખ રૂપીઆની નુકશાની થઇ હોય તો તે પોતાની શાખ રાખવા માટે પ્રમાણિકપણે લેણુદારોને પોતાની પાસે હોય તો આપી દેવા, કારણ કે આપણી શાખ સલામત હશે તો ફરીથી વેપાર કરી આપણે એવા હજારો લાખ મેળવી શકશું—પ્રમાણિકપણું ત્રણ રીતે રાખી શકાય છે; જેમકે મનથી વાણીથી અને કર્મથી. કોઇએ વિશ્વાસથી આપણને દાગીનો અગર પૈસો વગર લખાણે સોંપ્યો હોય અને તે માગે ત્યારે વગર આનાકાનીએ તરતજ તેવી સ્થિતિમાં પાછો તેને સ્વાધીન કરવો એ "મનનું પ્રમાણિકપણુ" કહેવાય છે. કેટલાકો આવું માનસિક પ્રમાણીકપણું રાખી શકતા નથી એ થોડું શોચનીય નથી. સત્ય બોલવું, સત્ય બોલથી વચન આપવું અને પોતાના સત્ય વચનના બોલો પાળવાને ગમે એટલી લાલચો અને આફતો પ્રાપ્ત થયા છતાં મનને અપ્રમાણિક ન કરવું એ "વાણીનું પ્રમાણિકપણું" કહેવાય.

વાણીનું પ્રમાણિકપણું પાળવાને રાજા હરીશ્ચંદ્ર જગજાહેર થયેલા જણાય છે.

## શ્રીમંત કુટુંબના વારસા હીસ્સાનો કેસ—પ્રમાણિક ન્યાયાધિશે એક લાખની સોના મોહોરને ઠોકર મારી !

મન અને વાણીથી કરેલાં સત્ય સંકલ્પોને પ્રમાણિકપણે અમલમાં મુકી તે પ્રમાણે વર્ત્તન કરવું તેને "કર્મ—પ્રમાણિકપણું" કહે છે. જેમકે શ્રી રામચંદ્રે વનવાસ જવાને પિતાના બોલને માન આપવા કબૂલ કરી તત્કાળ તે પ્રમાણે વર્ત્તન કર્યું. કેટલીક સતી સ્ત્રીઓ પોતાના પતિ પાછળ બળવાને પ્રતિજ્ઞા કરી જેમ પોતાના પતિની ચેહ સાથે તરતજ બળી મરે છે એ પણ "કર્મ—પ્રમાણિકપણું" કહેવાય છે. આને માટે એક દ્રષ્ટાંત મને યાદ આવે છે, તે ઘણું અસરકારક થઇ પડશે એવું સમજી હું નીચે પ્રમાણે લખું છું. થોડાં વરસ ઉપર એક શ્રીમંત કુટુંબના વારસા હીસ્સાનો કેસ એક દેશી રાજાની કોર્ટમાં એક દેશી પ્રમાણિક ન્યાયાધીશ પાસે ચાલતો હતો ઘણા દિવસો સુધી બંને પક્ષની તકરાર સાંભળ્યા પછી ન્યાયાધીશ સાહેબે બીજે દિવસે પોતાનો છેવટનો ફેંસલો આપવાને બંને પક્ષકારોને જાહેર કર્યું. આમાં જે પક્ષ ખોટો હતો અને જે હારી જાય તેમ જણાતું હતું અને એ કેસ હારી જાય તો વીસથી પચીસ લાખનો પોતાનો હીસ્સો ગુમાવવા જેવું હતું, તેણે વિચાર કર્યો કે ન્યાયાધીશ સાહેબને બંગલે જઇ તેને ખુશી કરીએ તો ઠીક. આવા ઇરાદાથી તે ખોટા પક્ષવાળો શેઠ એક લાખ રૂપીઆની સોના મોહોરો લઇ તે પ્રમાણિક ન્યાયાધીશને મળવા—તેને બંગલે ગયો. ન્યાયાધીશ સાહેબે તેનો સારી રીતે

આદરસત્કાર કર્યો. થોડો વખત વાતચીત કર્યા પછી શેઠજીએ પોતે આણેલી ભેટ ન્યાયાધીશની નજર આગળ મૂકી કહ્યું કે " સાહેબ, આવતી કાલે અમારા કેસનો ચુકાદો આપ આપવાના છો તો મારે માટે ધ્યાન રાખશો." પ્રમાણિક ન્યાયાધીશ આ મોટી રકમની ભેટથી ન લલચાતાં ઉલટો ગુસ્સે થઇ બોલ્યો "સાહેબ, મેહેરબાની કરી આણેલી ભેટ પાછી લઇ જાઓ. મને જે વાજબી લાગશે તે પ્રમાણે વગર પક્ષપાતે હું મારો ચુકાદો આપીશ. અને તમારા જેવા આબરૂદાર માણસે આવી વાત અહીં કરવી તે તમને બીલકુલ લાયક નથી." આ ઉપરથી તે શેઠને લાગ્યું કે આ કમનસીબ મૂર્ખ ન્યાયાધીશ આવી મોટી રકમ લેવા ના પાડે છે તે મોટી ભૂલ કરે છે, એવું સમજીને શેઠે જતી વખતે ફરીથી તે ન્યાયાધીશને મોટે સાદે કહ્યું કે " મેહેરબાન સાહેબ, મારા જેવો લાખ રૂપીઆ આપવાવાળો તમને ફરી મળશે નહીં એ ખૂબ ધ્યાન રાખજો. અને આવી તક ગુમાવો છો તે તમે મોટી ભૂલ કરો છો." મતલબી શેઠના આવા સ્વાર્થી કટાક્ષ વચનો સાંભળી ભલા અને પ્રમાણીક ન્યાયાધીશ સાહેબે ધીરજથી શાંતપણે નીચે પ્રથાણે જવાબ વાળ્યો "શેઠ તમારા જેવા લાખ રૂપીઆ આપવાવાળા તો મને ઘણા મળશે. પણ મારા જેવો આવી મોટી રકમને માટે ના પાડવાવાળો પણ તમને મળનાર નથી એ પણ તમે ખૂબ ધ્યાનમાં રાખજો. તમારા લાખ રૂપીઆ તો શું પણ દશ લાખ અગર તેથી પણ વધુ રૂપીઆ કોઇ મને આપે અગર લખોની મિલ્કત કોઇ મને આપે તોપણ હું મારૂં પ્રમાણિકપણું વેચનાર નથી." ધન્ય છે આવા પ્રમાણિક ન્યાયાધીશને અને તેની પ્રમાણિક પ્રતિજ્ઞાને ! પણ અફસોસ સાથે કહેવું પડે છે કે આજના વખતમાં ઘણા થોડા ન્યાયાધીશો ઉપર પ્રમાણે વર્તનારા હોયછે.

## લગ્નની કબુલાતો કોણ પાળે છે?

લગ્નની પવિત્ર ગાંઠ વખતે કરેલી કબુલાતો પ્રમાણે દરેક પુરૂષે એક પત્નીવ્રત પાળવું જોઇએ. અને દરેક સ્ત્રીએ પતિવ્રતપણું પાળવું જોઇએ. આ વ્રત દરેક સ્ત્રી પુરૂષે પોતાના પ્રમાણિકપણાથી પાળવાનું છે, તે વ્રતમાં ભંગ કરવો એ પ્રમાણિકપણાનો ભંગ કરવા બરાબર છે. મારે દીલગીરી સાથે લખવું પડે છે કે હાલના વખતમાં ઘણાજ થોડા સ્ત્રી પરૂષો ઉપરનું વ્રત પ્રમાણિકપણે પાળે છે. આજના વખતમાં કેટલાકો કહે છે કે પ્રમાણિક થવાથી તો ભુખે મરીએ છીએ, પણ એ વાત તદન પાયા વગરની છે, જેમકે ચોર એકાદ વખત ચોરી કરી ફાવી જાય તેથી ચોરીનું કામ સારૂં અને ફાયદાકારક છે એમ માનવું તદન મુર્ખાઈ ભરેલું ગણાશે. આ દુનીઆમાં જેટલું માન અને વિશ્વાસ પ્રમાણિક માણસ મેળવી શકે છે તેનો એક સોમો ભાગ પણ અપ્રમાણિક મનુષ્ય મેળવી શકતો નથી. એ ખાત્રીથી માનજો. અને કદાચ કોઈ ઠેકાણે અપ્રમાણિક મનુષ્ય થોડો વખત ફાવે છે, પણ આખરે તેનું ભોપાળું જાહેર થઈ તે શિક્ષાને પાત્ર થાય છે. આવું આપણે ઘણા દાખલાઓમાં જોઇએ છીએ; છતાં દરેક બાબતમાં પ્રમાણિક થવાને દૃઢ સંકલ્પ કરતા નથી, એ થોડું શોચનીય નથી. આપણે અપ્રમાણિક સગા ભાઈ કરતાં પ્રમાણિક નોકર ઉપર વધુ વિશ્વાસ રાખીએ છીએ એ શું બતાવે છે? ફક્ત પ્રમાણિકપણાની કીમત અને શ્રેષ્ઠતા. પ્રમાણિકપણાનો ગુણ એવો મોટો છે કે જે આપણા કેટલાક દુર્ગુણોને પણ ઢાંકી દે છે. વૉઇસરાય, ગવરનર, અને હાઇકોર્ટના મોટા જજો અને એવાજ બીજા મોટા અમલદારોને મોટા પગારો શાને માટે મળે છે? ફક્ત તેમની

વિદ્વતા અને પ્રમાણિકપણાને માટેજ. અને તેમાંના કેટલાકો જ્યારે અપ્રમાણિક નિવડે છે ત્યારે તેનું પરિણામ કેવું આવે છે, તે સૌ આપણે સારી રીતે જાણીએ છીએ. કેટલાકો લોભને વશ થઇને હલકા પગારના નોકરો રાખે છે, પણ આખરે કેટલાક હલકા પગારના અપ્રમાણિક નોકરો પોતાનો ઘર ખરચ પુરતો નહીં ચાલવાથી નીતિભ્રષ્ટ થઇ માલેકના પૈસનો ગેરઉપયોગ કરે છે. જેમકે "લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે" અને આવો બનાવ બને છે તે વખતે આવા હલકા પગારના અપ્રમાણિક નોકરો વધુ પગારના પ્રમાણિક નોકરો કરતાં વધુ મોંઘા થઇ પડે છે. માટે સારા ગૃહસ્થે ચાલાક અને પ્રમાણિક નોકર વધુ પગારે મળે તો પણ તેને રાખવો, એ વધારે સહીસલામતી ભરેલું ગણાશે. યુરોપ અમેરીકા વગેરે સુધરેલા દેશોમાં અને હિંદુસ્તાનમાં પણ કેટલીક મોટી શૉપોમાં જેમ દરેક ચિજનો ચોકસ ભાવજ માગવામાં આવે છે જેમકે શેઠ પોતે જાય અગર માણસ જાય અથવા નાનું બાળક જાય તોપણ તેમને છેતરવાની ધાસ્તી બીલકુલ રહેતી નથી. આ નિયમ કેટલીક નાની દુકાનોમાં નહીં હોવાથી ભાવનું ચોકસપણું રહેતું નથી. અને ખરીદનારને પણ પુરતો વિશ્વાસ આવા દુકાનદાર ઉપર બેસતો નથી. માટે હિંદુસ્તાનમાં પણ દરેક દુકાનદારે ચોક્કસ નફો પોતાના માલ ઉપર ગણી દરેક પાસે સરખી કીંમત કરવી જોઇએ અને તેમ કરવાથી, પ્રમાણિકપણે ચોક્કસ નફો ખાઇ વેચાણ કરવામાં કેવો મોટો લાભ સમાયલો છે તેની કદર તેઓ પોતે સારી રીતે કરી શકે છે દાખલા તરીકે ટ્રીચર અને કેમ્પમાંથી દવા લાવનાર પાસે તે કંપનીવાળા બે આનાની ચિજના કદાચ બાર આના બી માગે તો પણ લોકો તે વ્યાજબી ગણી ખુશીથી આપે છે. કારણ કે તે કંપનીવાળાએ પ્રમા-

ણિકપણાથી લોકોનો જાહેર વિશ્વાસ ઘણી સારી રીતે મેળવી લીધો છે તે એટલે સુધી છે કે તેમની માગેલી કીંમતમાં ખરીદનાર એક પાઈ પણ ઓછી કરવાને કહેતો નથી. હિંદુસ્તાનમાં દરેક દરેક નાના મોટા દુકાનદારે તેજ પ્રમાણે કરવાની જરૂર છે. છેવટે પ્રમાણિકપ-ણાનો ઉત્તમ ગુણ દરેક સ્ત્રી પુરૂષે સત્સંગથી પ્રાપ્ત કરી, પ્રમાણિક રીતે પોતાનું જીવન ઉત્તમ રીતે ગાળવું, એના જેવો સુખી થવાનો આ દુનીઆમાં બીજો એક બી રસ્તો નથી.

---

## દુરાચાર.

અનીતિ મોટામાં મોટું પાપ છે. અત્યાચારી સ્ત્રી પુરૂષો વિશ્વાસ પાત્ર થઇ શકતાં નથી, અને તેમની હાજરી પોતાને ઘેર થાય તે ઘણા મનુષ્યો બિલકુલ પસંદ કરતા નથી. સ્ત્રી પુરૂષોને આ દુષ્ટ ટેવ જુવાનીમાં કુસંગથી અને બહુ એકાંત સ્થળમાં સ્વતંત્રપણે રહેવાથી પ્રાપ્ત થાય છે. અને આ કુટેવ એવી તો દુષ્ટ છે કે એક વખત જે સ્ત્રી પુરૂષો આ દુરાચારના ઝપાટામાં સપડાયા છે, તેઓને " સાપે છછુંદર ગળી " એની માફક આ કુટેવનો ત્યાગ કરી શકતા નથી. લગ્નની પવિત્ર ગાંઠ વખતે સ્ત્રી પુરૂષો એક બીજા સાથે પ્રમાણિક વર્તનથી પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવવાને જે પ્રતિજ્ઞા લે છે, તે પ્રતિજ્ઞા ઉપર આ બુરી ટેવમાં સપડાયલા મૂર્ખ સ્ત્રી પુરૂષો પાણી ફેરવે છે,

એટલું જ નહીં પણ પોતાની અને પોતાના વડિલોની આબરૂ અને કુળને બટો લગાડે છે, અને પૈસાની તથા શરીરની ખુવારી કરે છે, એમાં જરા પણ શક નથી. કેટલીકવાર આ કુટેવમાં ચાલુ રીતે લાંબો વખત સુધી ફસેલા સ્ત્રી પુરૂષોને ભયંકર દરદોથી પીડાતા આપણે જોઇએ છીએ. આનો પ્રત્યક્ષ દાખલો એકાદ મોટી હોસ્પીટલમાં જઇ આવા દરદોથી પીડાતા સ્ત્રી પુરૂષોને જોવાથી મળશે. અનીતિની ઉત્પત્તિ ઘણું કરીને એકાંતમાં કુસંગથી થાય છે, માટે શાણા મનુષ્યે બનતાં સુધી પારકી સ્ત્રીઓ સાથે અને શાણી સ્ત્રીઓએ બનતા સુધી પરપુરૂષો સાથે એકાંતમાં એટલું બેસવું નહીં,-કારણ કે એવી રીતે એકાંતમાં રહેવાથી કેટલીકવાર સાધુ જેવા વિદ્વાન મનુષ્યની બુદ્ધિ પણ વિકારી અને ભ્રષ્ટ થાય છે, એમાં જરા પણ શક નથી; જેમકે વિશ્વામિત્ર જેવા મહાન રૂષિએ પોતાના સાઠ હજાર વર્ષનાં તપ ઉપર મેનકા નામની ઈંદ્રની અપ્સરા સાથે એકાંત જંગલમાં વસી પાણી ફેરવ્યું હતું, અને તેનાથી શકુન્તલાનો જન્મ થયો હતો. વળી શંકર જેવાએ પણ એકાંત જંગલમાં તપ કરતી વખતે ભીલડી ( પાર્વતી ) ઉપર મોહીત થઈ તપ ખંડિત કર્યું હતું; માટે એકાંત સ્થળ સ્ત્રી પુરૂષોનાં મન ઉપર કેવી અસર કરે છે, તેનો પુરતો ખ્યાલ ઉપરના બે દાખલાઓ આપે છે. આજકાલ હવેલીમાં દર્શન નિમિત્તે જતાં કેટલાક દાંભીક સ્ત્રી પુરૂષો તેમજ ધર્મને નામે ડોળ કરનારા કેટલાક સાધુ, બ્રાહ્મણો અને વિદ્વાનો પણ આ દુષ્ટ આદતમાંથી મુક્ત રહી શકતા નથી, એ થોડું શોચનીય નથી. આનો આબેહુબ ચિતાર 'મહારાજ લાયબલ કેસ' પૂરો પાડે છે. કેટલીક વખત આવાં સ્ત્રી પુરૂષોના દગા ફટકાથી ખુનો થયેલાં પણ આપણે સાંભળીએ છીએ. અનીતિનું ઝેર સર્પ, વીંછી, અને સોમલના ઝેર

કરતાં પણ વધુ ઝેરી છે, એમાં જરાપણ શક નથી. આ દુનિયામાં ઘણી ધણીઆણીનું જોડું સદાચરણી હોય છે; તો તે બંને સુખી થાય છે, પણ જો બેમાંથી એક જણુંબી દુરાચરણી નીકળે છે, તો પછી બંનેની જીંદગી ખરાબ થાય છે; જેમકે ભર્તુહરિ જેવા મોટા રાજાની રાણી પીંગળાએ અશ્વપાળ નામના તેના ઘોડાવાળા સાથે પ્યારમાં પડી તેના પતિની જીંદગી કડવી ઝેર જેવી બનાવી દીધી હતી, અને આખરે પોતે પણ દુઃખી થઈ હતી.

**આપણી બાળ વિધવાઓ**—આપણામાં બાળલગ્નથી હાલ ઘણી બાળ વિધવાઓ વધી પડેલી છે અને તેમના માબાપો અને વડિલો કેટલીક વખત આવી બાળ વિધવા વહુ, દીકરીઓને હદ બહાર છૂટ આપે છે, તેથી આખરે આવી બાળ વિધવાઓ આ દુષ્ટ ટેવમાં ફસી (પંઢરપુર જેવા બાળાશ્રમનો આશ્રય ન મળે તો) બાળહત્યા વગેરે પાપ કરે છે, એ કાંઈ થોડું વિચારવા જેવું નથી. માટે સમજુ સ્ત્રી પુરૂષોએ પોતાની આવી બાળ વિધવા વહુ-દીકરીઓને દાગીના વગેરે ફેન્સી આભૂષણો પહેરવા આપવા નહીં, અને સત્સંગમાં રહી સાદાઇથી પ્રમાણિકપણે તેઓ પોતાનું જીવન ગાળે તેવી શીખામણ હરવખત તેમને આપતા રહેવું. વળી આજકાલ કેટલાક દુષ્ટ પુરૂષો પોતાના મિત્રની સગાંની સંબંધીઓની સ્ત્રીઓ સાથે પ્યારમાં પડી પોતાના આ દુષ્ટ કર્મમાટે બહાદુરી સમજે છે. અને તેઓ મનમાં જાણે છે કે અમારૂં કુકર્મ કોઇ જાણતું નથી. પણ આવા નીચ ખવાસના દુર્જનોએ યાદ રાખવાનું છે કે કદાચ તેઓ થોડો વખત આવું કુકર્મ કરી ફાવી જશે, પણ આખરે પરમેશ્વર તેમને તેમના આવા પાપી કર્મ માટે હરબહાને શિક્ષા કર્યા વગર રહેનાર

નથી, એ પણ તેઓએ ખૂબ ધ્યાનમાં રાખવાની જરૂર છે. શાસ્ત્રમાં કહ્યું છે કે મિત્ર પત્ની, ગુરૂપત્ની, રાજપત્ની, પોતાની મા અને પોતાની સાસુ એટલી સ્ત્રીઓને દરેક પુરૂષે પોતાની મા બરાબર ગણવાની જરૂર છે. આ દુનિયામાં દરેક પુરૂષે પોતાની પત્ની સિવાયની દરેક સ્ત્રીને પોતાની મા, બહેન પ્રમાણે ગણવાની જરૂર છે, અને દરેક સ્ત્રીએ પોતાના પતિ સિવાયના દરેક પુરૂષને પોતાના બાપ અને ભાઇ પ્રમાણે ગણવાની જરૂર છે. આનાથી વિરૂદ્ધ ચાલનાર સ્ત્રીપુરૂષો દુઃખી થયા વગર રહેતાં નથી. એ ખાતરીથી માનજો. આપણે મનમાં અનીતિનો સંકલ્પ કરવો એ પણ કેટલો નુકશાન કરતા છે, એ નીચેની વાત ઉપરથી જણાશે. કોઈ એક શ્રીમંત ગૃહસ્થની સ્ત્રી દુરાચારી હતી. એક દિવસ તેનો પતિ કાંઇ કામ પ્રસંગે બહાર ગામ ગયો. આ તકનો લાભ લઈ તેજ રાત્રીએ તેણે પોતાના યારને પોતાને ઘેર મળવા બોલાવ્યો. તેનો યાર આવ્યા પછી તેઓ એક બીજા સાથે આનંદથી વાતો કરતાં બેઠાં હતાં. તેવામાં શેઠની તબિયત ઓચીંતી બગડવાથી શેઠ અડધે રસ્તેથી પોતાના ઘર તરફ પાછા વળ્યા. શેઠે આવી બારણું ઠોક્યું કે તરત જ તેની સ્ત્રી તથા તેનો યાર બંને ગભરાટમાં પડયા. હવે પોતાના યારને કેવી રીતે છૂપાવવો તેનો વિચાર કરતાં કરતાં આખરે તેને સંડાસમાં સંતાડવો એવો વિચાર શેઠાણીએ કરી તેને સંડાસમાં પુરી બારણું બંધ કર્યું. શેઠે તો બારણા ઠોકી બુમેબુમ પાડવા માંડી. પોતાના યારને સંડાસમાં પૂરી આખરે તે કુલટા સ્ત્રીએ પોતાના પતિને બારણા ઉઘાડી ઘરમાં દાખલ કીધો. શેઠે પૂછ્યું કે કેમ બારણા જલદીથી ઉઘાડયા નહીં ? શેઠાણીએ કહ્યું કે હું ભરઉંઘમાં સૂતેલી હતી; તેથી મેં બારણા ઠોકવાનો અવાજ સાંભળ્યો નહીં, અને બહુ અવાજ આવ્યો ત્યારે

એકદમ જાગી ઉઠી બારણું ઉઘાડયું. શેઠે આવી થોડો વખત આરામ લીધા પછી પોતાને ખરચુ જવું છે, માટે સંડાસમાં પાણી મૂકવાને પોતાની સ્ત્રીને કહ્યું. શેઠાણીએ જાણ્યું કે આતો મારા યારના ભોગ મળ્યા, પણ ગડબડ કર્યાવગર સંડાસમાં પાણી મૂકી તેના યારને કહ્યું હવે તો સંડાસમાં નરક જવાનો રસ્તો છે તેમાં ઉતરી જા અને સવારે ઢેડો સાફ કરવા આવે ત્યારે નીકળી જજે ને નાહી ધોઈ સાફ થજે. આ સિવાય મારી અને તારી આબરૂ રહે તેવો એકે બીજો ઉપાય નથી. પેલા મૂર્ખ કમનશીબ યારે તે વાત કબુલ કરી તરતજ નરક જવાનો રસ્તો હતો તે રસ્તે શરીર સંકોચી ઉભોને ઉભો સંડાસ નીચે ઉતરી ગયો. હવે નીચે પણ જગાની સંકડાસ હતી. વળી સંડાસની નીચેની બારી સવારે ઢેડો આવે ત્યારે ઉઘડે તેમ હતી. તેથી એવીજ સ્થિતિમાં મજકુર શેઠાણીના યારને ઉભા રહ્યા વગર છુટકો હતો નહી. શેઠાણીએ સંડાસમાં પાણી મૂકી પોતાના પતિને ખબર આપી કે તરત જ શેઠ સંડાસમાં ગયા. હવે શેઠનું નર્ક તથા મુત્ર વગેરે પેલા સંડાસને તળીએ ઉભેલા શેઠાણીના યાર ઉપર પડયું, જે તેણે મુંગા મુંગા સહન કર્યું. સવારે શેઠ તથા શેઠાણી વગેરે ઘરના બીજા સર્વે માણસો હમેશની માફક એક સંડાસ હોવાથી એક પછી એક તે જ સંડાસમાં ગયાં, ત્યારે પણ રાતની માફક સર્વે જણનું મળ, મૂત્ર વગેરે મજકુર શેઠાણીના યાર ઉપર પડયું. આખરે સવારે ઢેડે આવી સંડાસની બારી ઉઘાડી, અને સંડાસમાં સપડાયલા ભાઇ સાહેબ–શરમ ભરેલી રીતે મળમૂત્રથી ખરડાયલી સ્થિતિમાં ગલીની બહાર ગુપચુપ નીકળી નદીએ પરભાર્યા સ્નાન કરી શુદ્ધ થઈ પોતાને ઘેર ગયા.

## "સ્ત્રી રહેશે તો આપથી અને જશે તો સગા બાપથી?"

હવે ભાઇઓ વિચાર કરો કે એક દીવસ સુખ ભોગવવાનો અનુભવ કરતાં પેલા શખ્સની ઉપર પ્રમાણે દુર્દશા થઇ હતી. તો જે સ્ત્રીપુરૂષો વખતો વખત આવું ઘોર પાપ કરે છે, તેઓની કેવી દશા થવી જોઇએ, તેનો વિચાર વાંચનારા પોતેજ કરશે, તોજ વધારે સારૂં ગણાશે. અનીતિથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે વર્ણશંકર ગણાય છે અને બુરી ટેવમાં સપડાયલા કેટલાક સ્ત્રી પુરૂષો જુઠું બોલતાં, ચોરી કરતાં, દગો ફટકો કરતાં, અને એનાથી પણ વધુ ભયંકર કર્મ કરતાં પાછું વાળી જોતા નથી, એનો આબેહુબ ચિતાર પ્રખ્યાત કવિ શામળદાસની શુડા બહોતેરીની વાર્તાઓ બતાવે છે. આપણામાં કેટલાકો માને છે કે સ્ત્રીઓ પાસે લાજ કઢાવવાથી તેઓ મર્યાદાવાળી અને સદ્‌ગુણી રહી શકે છે. વળી કેટલાક મુસલમાનોમાં અને વોહોરા લોકોમાં સ્ત્રીઓને મોઢે "બુરખો" અથવા "ઓજલ પડદો" રાખવાનો રીવાજ એવીજ સમજણથી પડેલો લાગે છે, પણ આવા અજ્ઞાન મનુષ્યોએ સમજવાનું છે કે સ્ત્રીઓ પોતાનું પતિવ્રતપણું ખરા દિલથી રાખવા ચાહશે, તો તે જરૂર તેઓ રાખી શકશે, પણ જો તેઓ પોતાનું પતિવ્રતપણું રાખવા નહીં ચાહશે, તોતો તમારા હુકમથી કાઢેલી લાજ અને મોઢે રાખેલા "બુરખા" અને ઓજલ પડદાની કશી પણ દરકાર કર્યા વગર અને તમારા જુલમને બીલકુલ નહી ગણકારતાં તેઓ જરૂર વંઠી જશે. ઘણા શાણા અને વિદ્વાન મનુષ્યોથી સ્ત્રી ચરિત્રના પારને પામી શકયા નથી. તેને માટે કહેવત છે કે "સ્ત્રી રહેશે આપથી અને જશે તો સગા બાપથી" આ ઉપરથી આપણે સમજવાનું છે કે

બનતા સુધી સ્ત્રીઓને કુસંગથી દુર રાખવી અને તેને નવરી નહીં બેસાડી રાખતાં ઉદ્યમી રહે તેવો પ્રયાસ કરવો, કે જેથી કરીને તે વખતનો ગેરઉપયોગ કરી શકે નહીં. વળી આપણે આપણી પુત્રીઓને જેમ સારી સંસારી, નૈતિક કેળવણી મળે તેમ કરવું જોઇએ, કે જેથી કરીને ભવિષ્યમાં તેઓ સદ્‌ગુણી સ્ત્રીઓ તરીકે પ્રકાશી નીકળે. વળી સ્ત્રી પુરૂષોએ પોતાનું પતિવ્રત અને એક પત્નીવ્રત ભંગ થાય નહીં તેને માટે દ્દઢ પ્રતિજ્ઞા કરવી કે જેથી કરીને તેઓ તેમની આ ક્ષણિક જીંદગી તેમજ તે પછીની જીંદગી પણ તેઓ તેમના ઉપર જણાવેલાં સદ્‌વર્તનથી સુધારી શકે. કેટલીક સ્ત્રીઓ પોતાને સુંદર, યુવાન, અને તનદુરસ્ત ભરથાર છતાં દુરાચારી જણાય છે અને કેટલાક પુરૂષો પોતાની સ્ત્રી યુવાન, ખુબ સુરત અને સદાચરણવાળી હોવા છતાં દુષ્ટ પંજામાં સપડાયલા દેખાય છે, એ કાંઈ થોડા અફસોસની વાત નથી. આવા પુરૂષોને સમજવાનું છે કે જેમ તેઓ પરસ્ત્રી તરફ તેઓના પતિની ગેરહાજરીમાં બુરી નજરેથી જુવે છે, તેમ તેમની પોતાની સ્ત્રીની પણ તેમની ગેરહાજરીમાં તેવી જ બુરી સ્થિતિ સમજવી. હમેશાં બાળકો અને સ્ત્રીઓ પોતાના વડિલોની અને પતિના આચરણની નકલ કરે છે. જ્યારે સદાચરણી સ્ત્રીનો પતિ દુરાચરણી થાય, તો પછી આવાં સદ્‌વર્તનવાળી સ્ત્રી પણ પોપોના દુરાચારી ધણીની નકલ કરી અનાચારી થાય તેમાં શું નવાઈ જેવું છે? આ વિષય ઘણો વિચારવા જેવો છે, માટે દુરાચારમાં ફસાયલા સ્ત્રી પુરૂષો ઉપર લખેલી હકીકત વાંચી સદાચારથી વર્તવાને પોતાથી બનતું કરશે એવી આશા છે. જમ્યા પછી જે એઠું ભાણું રહે છે, તેમાં ભોજન ખાવું એના જેવું સુખ અનીતિમાન જીંદગીનું છે તે નક્કી માનજો ભુંડ જેમ નરકને જોઇને રાજી થાય

છે, તેમ કામી મનુષ્ય પરસ્ત્રીને જોઇને ખુશ થાય છે. છેવટે પરમ દયાળુ પરમેશ્વર દરેક સ્ત્રી પુરૂષને આ દુષ્ટ કર્મથી દુર રાખે અને તેઓ સદ્ગુણી બની પોતાની જીંદગી સદ્વર્તનથી ગાળે એવી તેમને સદ્બુદ્ધિ આપે એવું હું મારાં ખરાં અંતઃકરણથી ઇશ્વર પાસે માગુંછું.

---

## ભાવીની પ્રાબલ્યતા.

### ગાયકવાડ અને જામને ગાદી કેમ મળી ?—વિધિની બલિહારી રાયનો રંક અને રંકનો રાય !

ભાવિ એટલે જે કાળે જે બનવાનું હોય તે. ભાવિને જુદા જુદા લોકો જુદાં જુદાં નામથા ઓળખે છે, જેમકે દૈવ ઇચ્છા, ઇશ્વર મરજી નસીબ, ચાન્સ, કર્મનીગતિ, વિધાતાના લેખ, વિધિ, છઠ્ઠીના લેખ, લલાટના લેખ, દૈવ, ભવિષ્યકાળ, વગેરે. જુદા જુદા સંજોગોમાં વાતચીત કરતાં ઉપરના ઘણા શબ્દો વપરાય છે, પણ બધાનો અર્થ એકજ જાતનો થાય છે અને તે અર્થ એ છે કે "જે બનવાનું હોય તે." ભાવિને કોઈ પણ જાણી શકતું નથી અને મોટા મોટા વિદ્વાનો પણ ભાવિ પ્રતિકૂળ હોય છે ત્યારે ડહાપણથી વેગળા જઈ કેટલાંક ઉલટાં કામો કરે છે અને નિંદા પાત્ર થાય છે. એના ઘણાખરા દાખલા રામાયણ અને મહાભારતના ઇતિહાસો-

માંથી મળી આવે છે. કેટલાક અજ્ઞાન મૂર્ખ મનુષ્યો પણ ભાવિ અનુકૂળ હોય છે, ત્યારે સારી કીર્તિ અને ધનસંપાદન કરી શકે છે. આને માટે વસિષ્ટમૂનિએ શ્રીરામચંદ્રને નિચે પ્રમાણે એક વાકય કહ્યું હતું. "શુણો ભરત ભાવિ પ્રબલ બીલખી કહે મુનીરાજ, લાભ, હાણી, જીવન, મરણ, જશ, અપજશ વિધિ હાથ"

**અર્થઃ**—વસિષ્ટરૂષિ શ્રીરામચંદ્રના વનવાસ વખતે શ્રીરામચંદ્રજીના નાનાભાઈ ભરતજીને કહે છે કે હે ભરતજી! જે કાળે જે બનવાનું હોય છે તે અવશ્ય બને છે, એમ રૂષિમૂનિઓ કહી ગયા છે, કારણ કે લાભ મળવો અથવા નુકશાન થવું, જીવવું અથવા મરવું. અને કીર્તિ મળવી અગર અપયશ મળવો એ સર્વે વિધિને હાથ ( દૈવાધીન ) છે.

આ સંસારમાં કેટલાક મનુષ્યો એમ સમજે છે કે માણુસ ચાહે તે કરી શકે છે. ત્યારે બીજા કેટલાકો કહે છે કે ઇશ્વર કૃપા વગર અને દૈવ ( ભાવ ) અનુકૂળ વગર મનુષ્યથી કાંઇ પણ થઈ શકતું નથી. જેમકે આપણે આપણું પોતાનું અગર દીકરા દીકરીઓનું અથવા ભાઇ બહેનોનું વેશવાળ ચોકસ ઠેકાણેજ કરવા ઇચ્છીએ છીએ, પણ દૈવની મરજી ( ઇશ્વર ઇચ્છા ) કાંઇ જુદી જ હોય છે, તેથી તેમ ન થતાં બીજે જ સ્થળે તે વિવાહનું કામ થાય છે અને આવે વખતે આપણે "જ્યાં જેનું પાણી-ગ્રહણ થવાનું હતું ત્યાં થયું," અને "જેના જેવા લેખ" વગેરે બોલી સંતોષ પકડી બેસી રહીએ છીએ. આને માટે ચંદ્રહાસનો દાખલો ઘણોજ અસરકારક છે. ચંદ્રહાસ, તેનો ભવિષ્યનો સસરો જે રાજાનો પ્રધાન હતો, તે યજ્ઞ કરતો

હતો તે વખતે દક્ષણા લેવા બ્રાહ્મણો સાથે તેની પાસે ગયો, અને તે બ્રાહ્મણ નથી એવું કહી પ્રધાને તેને દક્ષણા આપી નહીં, ત્યારે ગાલવમૂનિ ત્યાં હાજર હતા. તેણે પ્રધાનને કહ્યું કે હે ગર્વિષ્ટ પ્રધાન! તું આને દક્ષણા આપતો નથી, પણ એ છોકરો (ચંદ્રહાસ) તારો ભવિષ્યમાં જમાઈ થશે અને તારે તારી કન્યાનું દાન તેને આપવું પડશે. આવું મૂનિનું વચન સાંભળી તે પ્રધાન ઘણો ક્રોધાયમાન થયો અને ત્યાર પછી તેણે ચંદ્રહાસને મારી નખાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા, પણ આખર સુધી તે તેના ઇરાદામાં ફાવ્યો નહિ અને છેવટે ચંદ્રહાસ ચોકસ સંજોગો વચ્ચે તે પ્રધાનની દીકરી વિષયા સાથે પરણી તેનો જમાઇ થયો.

## દૈવની અનુકુળતા તો જોઇએ!

વળી શ્રીરામચંદ્રજીને તેમના પિતા દશરથ એક સવારે રાજ્યાભિષેક કરવાના હતા અને તેજ સવારે ચોકસ કારણોથી શ્રીરામચંદ્રજીને વનવાસ જવું પડયું હતું. વળી રાવણનો ઇરાદો સીતાને અને દુર્યોધનનો ઇરાદો દ્રૌપદીને પટરાણી બનાવવાનો હતો, પણ તેઓ બંને તેમના ધારેલા ઇરાદામાં ફતેહમંદ નહીં થતાં તેમનો બંનેનો નાશ થયો. આ દાખલાઓ શું છે? ફક્ત દૈવ ઇચ્છા પ્રમાણે દરેક બનાવ બને છે અને મનુષ્યનો ઇરાદો ઘણી વખત ફતેહમંદ થતો નથી એ સારી રીતે બતાવે છે. એક શ્રીમાન ગૃહસ્થ મોજમજાહ ભોગવવાના ઇરાદાથી મજબુત પાયો કરી ઉમદા મહેલ જેવું મકાન બંધાવવાનું શરૂ કરે છે, પણ તે પુરૂં ચણાઇ રહે તે અગાઉ તે મરણ પામે છે અને તેની તે નવીન બંધાતાં મકાનમાંજ મોજ મારવાની

ઉમેદો મનમાં રહી જાય છે. વળી આપણે ચોક્સ માણુસને મળવા અથવા ચોકસ ગામ જવાનો ઇરાદો થોડા દિવસ અગાઉથી જાહેર કરીએ છીએ, પણુ તેવા ઇરાદામી પાછળથી વિઘ્ન આવવાથી ફતેહ-મંદ થઇ શકાતું નથી. એક માણુસને અથવા સ્ત્રીને કોઇ વખત મોટો લાભ અથવા મોટું નુકશાન ટુંક વખતમાં થવાના સંભવો જણાય છે, છતાં એકાએક ચોકસ સંજોગોને લીધે તેવા સંભવો જુદાજ રૂપમાં ફેરવાઇ જાય છે, એક સ્ત્રી અથવા મનુષ્ય રંકની સ્થિતિમાંથી એકાએક શ્રીમંત થઇ જાય છે અને એક મોટો રાજા અથવા શ્રીમાન ગ્રહસ્થ થોડા વખતમાં નિર્ધન થઇ જાય છે. કેટલીક વખતે માંદા ઘરડાં મનુષ્યોની તબિયત નરમ ગરમ લાંબો વખત સુધી ચાલ્યા કરે છે અને રાતાચોળ દેખાતા તનદુરસ્ત જુવાન સ્ત્રી પુરૂષો ટુંક વખ-તમાં મૃત્યુ વશ થાય છે. એક સ્ત્રીપુરૂષનાં જોડાંને તેઓ કંટાળી જાય તેટલાં બાળબચ્ચાં હોય છે અને બીજાને એકબી હોતું નથી. વિદ્વાન મનુષ્યો ગરીબાઇમાં ફરતા જણાય છે અને મૂર્ખો શ્રીમંતા-ઇમાં મોજ કરતા જણાય છે. પતિવ્રતા સ્ત્રી ગરીબાઇમાં મુસ્કેલીથી પોતાનું ગુજરાન કરે છે અને વેશ્યા સ્ત્રી કીંમતી આભૂષણો પહેરી મજા ઉડાવે છે, કેટલાક સ્ત્રીપુરૂષો એક બીજા સાથે વેર વાળવાને અને અદેખાઇ બતાવવાને પોતાથી બનતો પ્રયત્ન કરે છે, પણુ તેઓની ઇચ્છાનુસાર ન થતાં કેવળ વિપરિત પરિણામ આવે છે, વૈદો અને દાકતરો દરદીને સારૂં કરવા સારામાં સારી દવા આપે છે અને તેમની દવાથી કેટલીકવાર સારૂં ન થતાં દરદી વધુ સીક થઇ જાય છે, અને જે દરદીને માટે વૈદો અને દાક્તરો આશા છોડે છે, તેઓ કેટલીકવાર સારા તનદુરસ્ત થતા માલમ પડે છે, અને જેને માટે તેઓ આશા બતાવે છે તેઓ મોતને

શરણુ પોંહાચે છે. વળી કેટલાક શ્રીમંત માણુસો સારી સુખાકારીમાં રહી પેટભરી અનાજ પણુ ખાઇ શકતા નથી અને કેટલાક તનદુરસ્ત ગરીબ માણુસોને પુરતો ખોરાકબી મળતો નથી, અને એવા બીજા ઘણા દાખલાઓ આ દુનીઆમાં બન્યા કરે છે. હવે આ સઘળા બનાવો ઉપરથી આપણુને સમજવાનું છે કે મનુષ્ય પ્રાણીનો ઇરાદો જો દૈવ અનુકૂળ હોય તોજ પાર પડે છે, પણુ જો દૈવ પ્રતિકૂળ હોય છે તો તેમનો ઇરાદો બીલકુર પાર પડી શકતો નથી, એવું સ્પષ્ટ જણાય છે તો તેમનો ઇરાદો બીલકુલ પાર પડી શકતો નથી, એવું સ્પષ્ટ જણાય છે. માણુસ અભિમાન રાખે છે કે ફલાણું કામ મેં કર્યું, પણુ તે મિથ્યાભિમાન સમજવું. સમજુ મનુષ્ય એવું મિ· થ્યાભિમાન કદિ પણુ કરતો નથી. કારણુ કે કહ્યું છે કે—

**“ માણુસ જાણે મેં કર્યું, કરતા બીજા હોય;**
**આરંભ્યા ઉભા રહે, અને હરી કરેસો હોય. ”**

એ પ્રમાણે દૈવ ઇચ્છાને અનુસરીને દરેક કામ બન્યા કરે છે. કેટલાંક સ્ત્રીપુરૂષો થોડી મહેનતે સારો યશ મેળવી ટુંક વખતમાં ઘણા લોકપ્રિય થઇ પડે છે અને બીજા કેટલાકો તનમનથી મહેનત કરતાં છતાં પણ તેઓની કદર થતી નથી, પણ વિધિની બલિહારી સમજવી. દૈવ ઇચ્છા બળવાન છે એનો વધુ અસરકારક દાખલો સટાના વેપારનો છે. તેજી અને મંદીવાળાઓ વગર મહેનતે પુષ્કળ પૈસો મેળવવાના હેતુથી સટાનો વેપાર કરે છે અને બંને પક્ષ ખરી બજારની રૂખ જોઇ કામ કરે છે. અને બંને પક્ષનો ઇરાદો નફોજ મેળવવાનો હોય છે, છતાં તેઓની રૂખ વિરૂદ્ધ બજાર ઘડીઘડીમાં થઇ જાય છે અને આ પ્રમાણે બંને પક્ષ થોડો વખત સુધી નુકશાની

અને નફો કર્યા કરે છે અને કેટલીક વખત તેઓ મોટી શ્રીમંત સ્થિતિમાંથી તદ્દન ગરીબ હાલતમાં આવી જાય છે. આવો મરજી વિરૂદ્ધ બજારના ભાવમાં ફેરફાર કરનાર અને રાયને રંક અને રંકને રાય બનાવનાર શક્તિ તેનુંજ નામ " દૈવ ઇચ્છા " અથવા "ભાવિ" છે. મનુષ્યનું ડહાપણ એમાં જરા પણ ચાલી શકતું નથી. જો તમો બજારની વધઘટ અગાઉથી જાણી શકો, તો મુંબઈ જેવા મોટા વેપારી શહેરમાં અબજપતિ થવું એ કાંઈ મુશ્કેલ વાત નથી. પણ દૈવે એ શક્તિ મનુષ્ય અથવા બીજા કોઈ પણ પ્રાણીને આપી જ નથી. એ તો તેણે પોતે પોતાના હાથમાં જ રાખેલી છે. કેટલીક વખત આવા સટાના વેપારમાં તેઓની રૂખ પ્રમાણે વધઘટ થવાથી કેટલાકો અચાનક શ્રીમંત થઈ જાય છે, ત્યારે આપણે એમ સમજવું કે દૈવ તેના ઉપર અનુકૂળ છે. પણ પાછો તે શ્રીમાન થયેલો મનુષ્ય અથવા બીજો કોઇ દ્રવ્યવાન મનુષ્ય થોડા વખતમાં પાછો ગરીબ સ્થિતિમાં આવી જાય છે, ત્યારે આપણે એમ સમજવું કે દૈવ આવા મનુષ્યો તરફ પ્રતિકૂળ છે. કૌરવ પાંડવનો દાખલો પણ આને મળતો જ છે. અને હાલના જમાનામાં મરહુમ શેઠ પ્રેમચંદ, કેશવજી નાયક અને મોતીશાના દાખલાઓ પણ આ બાબત સમજવાને પુરતા છે, એમ કહ્યા વગર ચાલતું નથી. બીજી એક વાર્તા મને તેને માટે યાદ આવે છે. તે હું નીચે પમાણે લખું છું:—

भग्नाशस्यकरण्ड पीडित तनोर्म्लानेन्द्रियस्य क्षुधा
कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः ।
तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैवयातः यथाः
लोकापश्यत दैवमेवहिनृणां वृद्धौक्षयेकारणम्

**અર્થઃ**—કોઇ એક વાદીએ સર્પને કરંડીઆમાં પુર્યો હતો, તેથી તેનું શરીર બહુ પીડાવા લાગ્યું, અને તેની સર્વે આશા ભંગ થઇ અને ભૂખ લાગવાથી અને ખોરાક નહીં મળવાથી તેની ઇંદ્રિઓ પણ નબળી થઇ ગઇ હતી. એવામાં રાત્રીને વખતે એક ઉંદર ખોરાકની આશાથી તે કરંડીઆમાં કાણું પાડીને પોતે જ તે સર્પના મુખમાં જઈ પડયો એટલે સર્પ તેના માંસથી તૃપ્ત થઇને તુરત ઉંદરે પાડેલા બાંકામાંથી બહાર નીકળી ગયો. માટે હે મનુષ્યો ! તમે ખાત્રીથી માનજો કે મનુષ્યોનાં ઉદયાસ્તનું કારણ દૈવજ છે.

## ગાયકવાડ અને જામને ગાદી કેમ મળી ?

વળી વડોદરાના મહારાજા શીયાજીરાવ ગાયકવાડને અને જામનગરના જામ સાહેબ રણજીતસિંહને અચાનક દૈવયોગથી ગરીબાઇમાંથી રાજસુખ પ્રાપ્ત થયું અને ટર્કીના સુલતાનને અને પોર્ટુગલના રાજાને થોડા વરસ ઉપર ખુદ રાજાની સ્થિતિમાંથી પદભ્રષ્ટ કરી રૈયતે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યા. હવે એકાએક આવી એક સ્થિતિમાંથી બીજીમાં ફેરફાર થવો, એ જ દૈવી ગતિની ખૂબી છે. વળી કેટલાકો લોટરીની ટીકીટથી અને કેટલાકોને મોટા વારસો મળવાથી એકાએક ગરીબાઇમાંથી તવંગર થઇ જાય છે, એ પણ વિધિની ખૂબી જ સમજવી.

હવે આ ઉપરથી એમ નથી સમજવાનું કે દરેક ચિજ દૈવ ઇચ્છાથી બન્યા કરે છે, માટે આપણે ઉદ્યમનો ત્યાગ કરી આળસુ બની જે બને તે જોયા કરવું. મનુષ્યે ઉદ્યોગ તો કરવોજ જોઇએ. ઉદ્યમ વગર આપણું મન અને બુદ્ધિમંદ થઇ જાય છે અને શરીર

સુખાકારી પણ બગડે છે. ઉદ્યોગી સ્ત્રી પુરૂષોને સુકો રોટલાનો ટુકડો પણ સ્વાદિષ્ટ લાગે છે અને ઉદ્યમ વગરના સ્ત્રી પુરૂષોને સારૂં પકવાનોનું ભોજન પણ સ્વાદ રહિત લાગે છે અને તેથી તેઓ તે સ્વાદથી ખાઇ શકતા નથી. કેટલાક શ્રીમંતો આળસુ અને એશઆરામની જીંદગી ગાળી પોતે જીંદગીનું ખરૂં સુખ ભોગવે છે, એમ માને છે એ તેઓની મોટી ભૂલ છે. શરીરને જેમ નાની ઉમરમાં તેઓ ઉદ્યોગથી કેળવશે, તેમ તેઓનું મન અને શરીર સ્ફુર્તિમાં રહેશે અને તેઓ તનદુરસ્ત રહી દીર્ઘ આયુષ્ય ભોગવશે. આપણે નીતિથી ઉદ્યોગી જીવન વૃદ્ધાવસ્થા આવતાં સુધી ગાળવું અને તેમ કરતાં કદાચ મોટો લાભ ન થાય તો પણ નિરાશ ન થતાં તેવી જ રીતનું નીતિવાળું ઉદ્યોગી જીવન ચાલુ રાખવું કે જેથી કરીને જો દૈવ આવા મનુષ્યોને અનુકૂળ હશે તો જરૂર તેઓ ભવિષ્યમાં મોટો લાભ મેળવી શકવાના. આ ઉપરથી દરેક સ્ત્રી પુરૂષોને સમજવાનું છે કે તેઓને જે સુખ અથવા દુઃખ દૈવ ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થાય તે ધીરજ અને શાંતિથી સહન કરવું. અને કોઇને માથે આવી બાબતમાં દોષ નહીં મૂકતાં અને કોઇનો વાંક નહીં કાઢતાં દૈવની મરજી તેમને માટે એવીજ છે એમ સમજી સંતોષ સાથે આનંદમાં રહેવું. એક દૈવ ઇચ્છાથી દીનમાન ચડતો હોય છે, ત્યારે તેને બધા સંજોગો અનુકૂળ થઇ પડે છે અને જ્યારે દીનમાન નબળો હોય છે, ત્યારે બધા સંજોગો તેની વિરૂદ્ધ થઇ પડે છે. આમાં પણ ભાવિની બલિહારી સમજવી. જેમકે પાંડવો જેવા નીતિવાળા પુરૂષોની મરજી જુગાર રમવાની થઇ હતી, સીતા જેવી સતી સ્ત્રીની મરજી તેના પતિની ઇચ્છા વિરૂદ્ધ સોનાના મૃગની કાચળી છતાં પહેરવાની

થઇ હતી, અને શ્રી રામચંદ્રજી સોનાનો મૃગ પૃથ્વીમાં છે નહીં ઢોંગી સોનાના મૃગનો શીકાર કરવા ગયા હતા; અને તેમ કરતાં તેઓ સર્વેને દુઃખી થવું પડયું હતું, તેમ જ મંદોદરીએ રાવણને ઘણા કાલાવાલા કરી અરજ કરી હતી કે સીતાજી રામચંદ્રજીને સોંપી દો, અને વિદુરજીએ તથા કૃષ્ણે ધૃતરાષ્ટ્રને સમજાવ્યા હતા કે પાંડવોને તેના હકની રાજગાદી જે તમે જબરાઇથી બથાવી પડયા છો, તેનો થોડો બી હીસ્સો આપી ખુશી કરો પણ "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ" ની માફક રાવણને અને ધૃતરાષ્ટ્રને આવા શીખામણના બોલોની કાંઇ અસર થઇ નહીં અને આખરે તેઓ દુઃખી થયા હતા. એ પણ દૈવ ઇચ્છાની ખૂબી સમજવી. માટે ભાઇઓ ! આ દુનીઆમાં દરેક સ્ત્રી પુરૂષને ચડતી, પડતી, સુખ, દુઃખ, લાભ, હાણી, જશ, અપજશ, જન્મ અને મરણ દૈવ ઇચ્છાને અનુસરીને પરંપરાથી વખતો વખત પ્રાપ્ત થયા કરે છે એમાં નવાઇ જેવું કશુંએ નથી. માટે સુખ વખતે ફુલાઇ જઈ અભિમાની નહીં બનતાં અને દુઃખ વખતે બહુ શોક અને કકળાટ નહીં કરતાં સંતોષ સાથે આનંદમાં રહી પ્રમાણિક ઉદ્યોગથી જીંદગી ગાળવી, એના જેવો સુખી થવાનો બીજો એકે રસ્તો નથી.

---

## આશા.

જે ચિજ ભવિષ્યકાળમાં પ્રાપ્ત થવાની હોય છે તેને માટે જે ઇચ્છા સ્વભાવિક રીતે દરેકને થાય છે, તે ઇચ્છાનું નામજ આશા

છે. આ દુનિયામાં મનુષ્ય, પશુ, પક્ષી, વગેરે કોઇ પણ પ્રાણી આ-
શાનાં બંધનમાંથી મુક્ત હોય એમ જણાતું નથી, અને તેથી તેઓ
સર્વે આશારૂપી નદીના વેગમાં તણાતાજ જાય છે અને આખી
જીંદગી પુરી થાય. ત્યાં સુધી તેઓ આશાની નદીમાં સંતોષરૂપી કી-
નારો શોધી શક્તા નથી. એ ખરેખર આશાના બંધનની વિચિત્રતાજ
છે એમ સમજવું. આશાની નદીનો વેગ એટલો તો જબરો છે કે
તેમાં સપડાનારને તે ક્યાં સુધી ધસડી જશે તે જાણી શકાતું નથી.
મોટા મોટા પર્વતો અને ડુંગરોનું માપ થઇ શકે છે, મોટા મોટા
મહાસાગરની લંબાઇ, પોહોળાઇ અને ઉંડાઇનું પણ માપ થઇ શકે
છે, મોટા મોટા તળાવો અને નદીનાં પાણીનું વજન પણ જાણી
શકાય છે, અમેરીકામાં આવેલા નાઇગ્રાના જેવા મોટા પાણીના
ધોધના વેગની ગણત્રી પણ થઇ શકે છે, ચંદ્ર, સૂર્ય, પવન, વીજળી,
અને ગ્રહોની ચાલના વેગની પણ ગણત્રી થઇ શકે છે અને એ
પ્રમાણે બીજી ઘણીખરી દરેક ચિજની ગણત્રી અને માપ કરી શકાય
છે, પણ આશાની નદીના વેગની આ દુનિઆમાં આજ દિન સુધી
કોઇ ગણત્રી કરી શક્યું નથી અને ભવિષ્યમાં કોઇબી ગણત્રી કરી
શકનાર પણ નથી, એ ખુબ ધ્યાનમાં રાખજો, આ પૃથ્વીમાં દરેક
મનુષ્યને પોતાનું પેટ ભરવાની, પૈસા મેળવવાની અને એવા બીજી
ઘણી જાતની આશાઓ હોય છે અને એવી આશાના પાસમાં બં-
ધાઇને દરેક જણ આ પૃથ્વીમાં જુદી જુદી રીતે પ્રવૃત્તિમાં રાત
દિવસ મચ્યા રહે છે. જેમકે આપણે આપણા બાળ બચ્ચાંઓનું તેઓ
આપણને ભવિષ્યમાં મદદગાર થઇ પડશે એવી આશાથી પોષણ ક-
રીએ છીએ, દાક્તરો અને વૈદો દરદીઓને જલદીથી તનદુરસ્ત ક-
રવાની આશાથી દવા આપે છે, દરદીઓ જલદીથી રોગ મુક્ત

થવાની આશાથી જુદા જુદા વૈદો, દાક્તરો અને હકીમોની દવા હોંશથી ખાય છે, શ્રીમંતો અને મધ્યમ વર્ગના લોકો તેમની પાસેની દોલતથી સંતોષ ન પામતાં વધુ પૈસા મેળવવાની આશાથી અનેક જાતના ઉદ્યમો આરંભે છે અને ઘણી જાતના દગા ફટકા અને કાળા ધોળા કરે છે, કેટલાક યુવાન સ્ત્રી પુરૂષો ગ્રહસ્થાશ્રમની જીંદગીથી તેઓ સુખી થશે એવી આશાથી એક બીજા સાથે લગ્નની ગાંઠથી જોડાય છે, કેટલીક સ્ત્રીઓ સંતતી થવાની આશાથી દોરા ધાગા વગેરે કરાવે છે અને અનેક જાતની દવાઓ છૂપી રીતે ખાય છે, કેટલાક પુરૂષો પુત્ર પ્રાપ્તિ માટે ઘણી જાતની શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરી હજારો રૂપીઆ ખરચે છે અને ત્રણ ચાર અને તેથી પણ વધુ વખત લગ્ન કરે છે. કેટલાક છોકરાઓ અને કેટલીક છોકરીઓ છેક નીશાળની કેળવણીથી તે કોલેજના અભ્યાસ સુધી મોટી પરીક્ષા પસાર કરવાની આશાથી વિદ્યાભ્યાસ કરે છે. ઘોડાઓ, ગધેડાઓ, બળદો, હાથીઓ અને એવાંજ બીજા પ્રાણીઓ પણ આખો દીવસ કામ કરશું તો સાંજે ખાવાનું મળશે એવી આશાથી રાત દિવસ ભાર ખેંચે છે. નાટકવાળાઓ, પોલીસના માણસો, રેલવે અને તાર ખાતાના માણસો પૈસા મેળવવાની આશાથી ઉંઘની દરકાર કર્યા વગર રાતના ઉજાગરો કરે છે, કેટલાક ભલા નોકરો હલકટ શેઠની નોકરી કરે છે અને તેઓની ગાળ અને અપમાન પણ સાંખે છે. તે લોકોબી પેટ ભરવાની આશાથી તેમ કરે છે એમ સમજવું. શરીરનું પોષણ થાય અને તે વધુ વખત ટકે એવી આશાથી આપણે આહાર કરીએ છીએ, અને આપણું શરીર વધુ બળવાન અને પુષ્ટ નીરોગી બને એવી આશાથી અનેક જાતના પકવાનો, પાકો અને કીંમતી દવાઇઓ આપણે ખાઇએ છીએ. ખેડુતો તેમના ખેતરમાં સારો પાક થાય

એવી આશાથી ખેતીનું કામ કરે છે, વકીલો, દાક્તરો અને બારીસ્ટરો વગેરે વિદ્વાન મનુષ્યો પણ પૈસા મેળવવાની આશાથી મૂર્ખ શ્રીમન્તો અને હલકા લોકોની ખુશામત કરે છે. રેલવે કંપની, સ્ટીમર કંપની, મોટરકાર કંપની, અને ત્રામવે કંપની વગેરે પણ પૈસા મેળવવાના હેતુથી હજારો માણસોને તેમની મરજી પ્રમાણે જુદે જુદે ગામે અને સ્થળે લઇ જાય છે. મધ્યમ વર્ગના માણસો અને ગરીબ સ્થિતિવાળાઓ કેટલીક વખત પૈસા મેળવવાની આશાથી શ્રીમંતોની દોસ્તી કરે છે. કડીઆ, સુતાર, સોની, વણકર, કંસારા અને જડીઆ વગેરે કારીગર લોકો પૈસો મેળવવાની આશાથી સવારથી સાંજ સુધી સખત મજુરીનું કામ કર્યા કરે છે.

## આપણા શ્રીમંતો જાણે ઘાંચીના બળદીયા !

આ પ્રમાણે આ દુનીઆમાં મનુષ્ય; પશુ, પક્ષી વગેરે દરેક પ્રાણી કાંઇને કાંઇ આશાથી આખી જીંદગી સુધી પ્રવૃત્તિમાં મચ્યા રહે છે અને તે એટલે સુધી મચ્યા રહે છે કે તેઓની જીંદગી પુરી થાય નહીં, ત્યાં સુધી તેઓ તૃષ્ણાની નદીના વેગમાં ઘસડાયાજ કરે છે અને એ પ્રમાણે ઘસડાતાં ઘસડાતાંજ કીનારે પહોંચ્યા અગાઉ (શાંતિમાં જીવન ગાળ્યા વગર) પોતાના વ્હાલા પ્રાણનો તેઓ ત્યાગ કરે છે. હવે સવાલ એ થાય છે કે આશાની નદીનો કીનારો કેવો હશે? આશા અથવા તૃષ્ણાની નદીનો કીનારો એ સંતોષ છે. હવે એ તો ખાત્રી ભરેલું છે કે સંતોષરૂપી કીનારાને પકડનાર સુખી થયા વગર રહેતો નથી. પણ ઘણીજ દીલગીરી સાથે લખવાની જરૂર પડે છે કે મોટા મોટા શ્રીમંતો અને નૃપતિઓ પણ તૃષ્ણાનો ત્યાગ અંતની ઘડી સુધી કરી શક્યા નથી. જેની પાસે પાંચ રૂપીઆ છે, તે

દસ મેળવવાનો પ્રયત્ન કરે છે, દસવાળો વીસ મેળવવા, વીસવાળો સો મેળવવા, સો વાળો હજાર મેળવવા, હજારવાળો લાખ મેળવવા, લાખવાળો દસ લાખ મેળવવા, દસ લાખવાળો કરોડ રૂપીઆ મેળવવા, અને કરોડ પતિ, અબજ પતિ થવા રાત દીવસ ચિન્તવન કર્યા કરે છે અને પોતાની પાસે જે દ્રવ્ય છે તેનાથી સંતોષ માનતા નથી, એટલુંજ નહીં પણ તેઓમાંના કેટલાકો તો નીરાંતે સારો ખોરાક બી ખાતા નથી અને શાંતિથી ઉંઘતા પણ નથી અને રાત દીવસ ઘાંચીના બળદીઆની માફક વૈતરૂં કર્યા કરે છે; એ કાંઈ આવા શ્રીમંતોને માટે ઓછું દીલગીરી ભરેલું નથી. કેટલાકોને વૃદ્ધ વયે સંતતિ નહીં હોવા છતાં વધુ ને વધુ પૈસા ભેગા કરવાની તિવ્ર ઇચ્છા થાય છે, અને આખી જીંદગી સુધી શ્રમ કરી મેળવેલો પૈસો સારા પરમાર્થી કામમાં વાપરવા મન થતું નથી, પોતાની જ્ઞાતિને, દેશને, મિત્રને કે સગા વહાલાને મદદ કરવા અને આશ્રય આપવા દિલ થતું નથી. એ કાંઈ તૃષ્ણાનાં બંધનની કાંઇ ઓછી ખુબી નથી. આ દુનીઆમાં પોતાના શ્રમથી મેળવેલા પૈસાનો ઉપભોગ પોતાની હૈઆતીમાં જે મનુષ્ય કરી શકતો નથી. અને જે આખી જીંદગી સુધી તૃષ્ણાની નદીના વેગમાં તણાઇ મરણને શરણ થાય છે તેના જીવતરને ધિક્કાર છે. ધનની હમેશાં ત્રણ ગતિ થાય છે, જેવી કે દાન, ભોગ અને નાશ, જે પૈસા દાનમાં દેતો નથી અને જે પૈસાનો ઉપભોગ પોતે હથે કરતો નથી તેના પૈસાનો અગ્નિ અથવા ચોર નાશ કરે છે અને આખરે આવા કૃપણ મનુષ્યના બુરા હાલ થાય છે. તેને માટે પ્રખ્યાત કવિ શામળદાસે ઘણી અસરકારક કવિતા બનાવી છે કે જે વાંચવાથી વાંચનારનાં મન ઉપર સારી અસર થશે એમ સમજી નીચે પ્રમાણે લખું છું:—

## છપ્પો.

કૃપણ ન ખાએ અન્ન કૃપણ નવ પહેરે અંગે,
કૃપણ ન દેવે દાન કૃપણ નવ રાચે રંગે;
કૃપણ ન માણે મોજ કૃપણ કશુંએ નવ જુવે.
કૃપણ ન પોષે પંડ કૃપણ સુખથી નવ સુવે;
કસર પણ કૃપણ કરે ઘણી જાણે જે ધન ખુટશે,
શામળ કહે તસ્કર, અગ્નિ કે કોઇક હાકેમ લુટશે.

માટે ભાઇઓ આશાનાં બંધનમાં બહુ નહીં સપડાતાં થોડું બી સંતોષી જીવન ગાળો કે જેથી દુનીઆનું અને ગૃહસ્થાશ્રમના સંસારનું ખરૂં સુખ ભોગવવાને તમે ભાગ્યશાળી થાઓ. વળી કેટલાક અસંતોષી લોભી મનુષ્યો તેમના ચાલુ ધંધાની અને નોકરીની આવકથી સંતોષ નહીં માનતાં બીજા ધંધાને અને નોકરીને વધુ નફાકારક સમજી પકડે છે, પણ આવા મનુષ્યો નવીન ધંધાની અને નોકરીમાં ફતેહમંદ કેટલીક વખત થતા નથી અને તેઓ પોતાનો અસલ ધંધો અને નોકરી ગુમાવવા ઉપરાંત નવીન પણ ખોઇ બેસે-છે અને અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ થાય છે આપણુ આશાના બંધનની ખૂબી સમજવી. શાસ્ત્રકારો કહે છે કે શ્રીમંતાઇવાળી સ્થિ-તિમાં પોતાને હાથે પૈસાનો સદ્ઉપયોગ થવો એ કાંઈ ઓછા પુણ્યનું ફળ નથી; જેમકે

भोज्यं भोजन शक्तिश्च रति शक्ति वरांगना,
विभवे दान शक्तिश्च नाल्प तपसः फलं-

અર્થ—જુદી જુદી જાતના ભોજનો ખાવાની રૂચિ, પોતાની સ્ત્રી સાથે રતિ સુખ ભોગવવાની શક્તિ, અને દ્રવ્યવાન સ્થિતિ હોય, ત્યારે દાન આપવાની વૃત્તિ થવી એ કાંઇ ઓછા તપનું ફળ નથી.

## ટ્રસ્ટીઓને હાથે લુંટાતી દોલત !

આપણે એવા ઘણા દાખલાઓમાં જોઇએ છીએ કે આશાના ગાઢા પાસથી બંધાયલા શ્રીમંતોનો મોટો ભાગ પોતાના પૈસાનો સદ્ઉપયોગ કરવા પોતાની હૈયાતીમાં કમનસીબ રહે છે અને કેટલાક પાછળથી ટ્રસ્ટીઓને અમુક ધર્માદાનું કામ કરવા ફરમાવી જાય છે; પણ જો આવા ટ્રસ્ટીઓ ભલા, ખાનદાન અને પ્રમાણિક હોય છે તો તો આવા મનુષ્યોની ઇચ્છાનુસાર તે ધર્મનું કામ તેની પાછળ થાય છે; નહીં તો કેટલીક વખત આવા નીમાયલા ટ્રસ્ટીઓ મીલ્કતના રક્ષકને બદલે મીલ્કતના ભક્ષક થઇ પડે છે; એ કાંઈ થોડી વિચારવા જેવી વાત નથી. માટે કહ્યું છે કે 'હાથે તે સાથે!' સાધુ પુરૂષો, બ્રહ્મચારીઓ, સન્યાસીઓ, અને સંસારી જંજાળનો ત્યાગ કર્યો છે એવું કહેનારાઓ પણ આશાના બંધનમાંથી મુક્ત રહી શક્યા નથી, એજ તૃષ્ણાના બંધનની વિચિત્રતા સમજવી! જે આશાનાં બંધનમાંથી મુક્ત થયોછે એટલે કે જેણે સંતોષવૃત્તિ ધારણ કરી છે, એના જેવો આ દુનીઆમાં એક બી સુખી મનુષ્ય નથી. એ તમે નક્કી માનજો. આશાઓ ઘણા પ્રકારની છે જેમકે ખાવાની, પીવાની, પહેરવા ઓઢવાની, ભોગવિલાસની, દ્રવ્ય મેળવવાની, ઉંચા પગારની નોકરી મેળવવાની, સારા ગૃહસ્થાશ્રમની, ધનવાન, પુત્રવાન અને આયુષવાન થવાની, શત્રુ ઉપર જીત મેળવવાની, સારી કીર્તિ મેળવવાની, અને મનની દરેક ઉમેદ પાર પાડવાની વગેરે. હવે આ

બધી આશાઓ કાંઇ હમેશાં આપણી ઇચ્છા પ્રમાણે પાર પડતી નથી, પણ ઇશ્વર ઇચ્છા હોય તેના પ્રમાણમાં આપણી-આશાઓ પાર પડે છે, અને જ્યારે આપણી આશાઓ પાર પડતી નથી ત્યારે આપણા આશાના વિચારો નિરાશામાં ફેરવાઇ જાય છે, પણ એ વખતે નિરાશ નહીં થતાં ઇશ્વર ઇચ્છા આપણે માટે એવીજ છે એમ સમજી મન આનંદમાં રાખી રહેવું. આ ઉપરથી સમજવાનું છે કે આ સંસારમાં આશાનાં બંધનમાંથી મુક્ત રહેવું એ ઘણુંજ મુશ્કેલ કામ છે, પણ તે બંધન બહુ મજબુત થઇ જાય નહીં તેનું ધ્યાન રાખવું, જેમકે એક દોરીમાં બે ત્રણ ગાંઠ પડી હોય છે તો તો સહેલાઇથી તે છુટી શકે છે, પણ વધુ ગાંઠો છુટી શકતી નથી એવીજ રીતે આશાનાં બંધનની બહુ ગાંઠમાં સપડયા પછી જો કોઇ છુટવા માગે તો તે નકામુંજ છે એમ સમજવું. કેટલાક દરદીઓને માંદગી વખતે અને અંતકાળ સમયે કેટલીક જાતની આશાઓ ઉત્પન્ન થાય છે. આવા વખતે દરદીનાં ઘરનાં માણસોએ પોતાના ગજા પ્રમાણે તેની આશાઓ તૃપ્ત કરવી એ ડહાપણ ભરેલું છે. આવા અંતકાળ સમયે પોતાની શક્તિ છતાં જે પોતાની સારી આશાઓ તૃપ્ત કરતો નથી તેના જેવો આ દુનીઆમાં એક બી કમનસીબ મનુષ્ય સમજવો નહીં. કેટલીક સગર્ભા સ્ત્રીઓને જુદા જુદા પદાર્થો ખાવા વગેરેની ઇચ્છા થાય છે, તે પણ તેના ઘરના માણસોએ પોતાના ગજા પ્રમાણે પૂર્ણ કરવી, એવો વૈદક શાસ્ત્રનો મત છે.

## વારસા માટે દગા ફટકા અને ખુન!

કેટલાકો વારસા હીસ્સા મેળવવાની આશાથી અને કેટલાકો રાજગાદી મેળવવાની તૃષ્ણાથી દગા ફટકા કરી ખુનો વગેરે અઘોર

પાપ કરે છે. એવી આશાઓ ખરેખર હલકી અને નીચ પ્રકારની સમજવી. હવે આ ઉપરથી સાર એ નીકળે છે કે જેવી તમે સોબત કરશો તેવા તમારા વિચારો થશે અને તે વિચારોને અનુસરીનેજ તમને આશાઓ થશે; માટે હમેશાં સતસંગ કરી સારી આશાઓ ઉત્પન્ન થાય તેમ કરવું. કેટલાકો સ્વર્ગ મેળવવાની આશાથી અને કેટલાકો બીજા જન્મમાં શ્રીમાન થવાની આશાથી પુણ્યદાન વગેરે સખાવતો કરે છે અને કેટલાકો પાપથી મુક્ત થવાની આશાથી ગંગા જમના, સરસ્વતી અને રત્નાગર સાગરમાં સ્નાન કરે છે અને કેટલાકો મુક્તિ મેળવવાની આશાથી તિર્થયાત્રા વગેરે કરે છે; પણ આવા મનુષ્યોએ સમજવાનું છે કે તમારૂં મન જ્યાં સુધી મેલું છે અને કપટવાળું છે ત્યાં સુધી તમે પુણ્યદાન, તિર્થયાત્રા, અને તિર્થોમાં સ્નાન વગેરે જે કાંઇ કરશો તે સર્વે નકામું છે એમ ખાત્રીથી માનજો. માટે આપણું મન અને બુદ્ધિ સતસંગથી નિર્વિકારી અને નિર્મળ રહે તેમ કરવું. વળી કેટલાકો મુક્તિ મેળવવાની આશાથી વ્રત ઉપવાસ વગેરે કરી શરીરને કષ્ટ આપે છે અને એવા એવા બીજા કેટલાક કષ્ટ સાધ્ય વ્રતો કરી શરીરને પીડે છે, પણ આવા મનુષ્યોએ સમજવાનું છે કે આવા વ્રત ઉપવાસાદિ કરી શરીરને પીડવાથી કાંઇ મુક્તિ મળતી નથી; પણ આત્મજ્ઞાન મેળવવાથી અને મારૂં તારૂં છોડી દઇ નિર્દોષ જીંદગી ગાળી ઇશ્વર ભજન કરવાથીજ મુક્તિ મેળવી શકાય છે. વળી કેટલીક સ્ત્રીઓ પોતાના પતિની આજ્ઞા વગર મુક્તિ મેળવવાની આશાથી વ્રત, ઉપવાસ, તિર્થ, યાત્રા, પુણ્ય અને દાન વગેરે કરે છે, પણ આવી સ્ત્રીઓએ સમજવાનું છે કે પોતાના પતિની આજ્ઞા વગર જે કાંઇ સુકૃત તેઓ કરે છે તેનું પુણ્ય તેમને જરાએ મળતું નથી, પણ ઉલટું તેમને આવી રીતે વર્તવાથી પાપ લાગે છે;

માટે પોતાના પતિની તનમનથી સેવા કરવી અને તેની ઇચ્છા પ્રમાણે વર્તવું એના જેવો સ્ત્રીઓને માટે મુક્તિ મેળવવાનો બીજો એક બી રસ્તો નથી. છેવટે પરમ દયાળુ પરમેશ્વર દરેક પ્રાણીને ખરાબ આશાના બંધનમાંથી મુક્ત કરે અને દરેકને સારી આશાના વિચારોની પ્રેરણા કરે અને તેમનુ કલ્યાણુ કરે, એવી મારી મહાન જગત્કર્તા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

---

## લક્ષ્મીની-વિલક્ષણતા.

यस्यास्ति वित्तं स नरः कुलीनः
स पण्डितः सश्रुतवान् गुणज्ञः
स एव वक्ता सच दर्शनीयः
सर्वे गुणाः कांचन मांश्रयन्ते ॥

અર્થ—જેની પાસે પૈસો છે, તેજ કૂળવાન ગયાય છે અને તેને જ દુનીઆ વિદ્વાન, ચાલાક અને ગુણિયલ કહે છે. વળી પૈસાવાળો બોલવામા ચતુર અને ખુબસુરત ગણાય છે આ બધા ગુણો મનુષ્યમાં લક્ષ્મીવાન સ્થિતિમાં મનાય છે.

લક્ષ્મીનાં જુદાં જુદાં નામો છે, જેમકે પૈસો, દ્રવ્ય, વિત્ત, વસુ, અર્થ ધન, સુવર્ણ, કાંચન, માયા, નાણું, ગર્થ, રિદ્ધિ. સિદ્ધિ, રૂપીઆ, જર, દમડા, અને લક્ષ્મી વગેરે. ઉપર જણાવેલા જુદા

શબ્દો જુદી જુદી વખતે વપરાય છે. આ દુનીઆમાં લક્ષ્મીવાન મનુષ્યને વૈભવો અને માન સહેલાઇથી ઘણું કરીને પ્રાપ્ત થાય છે; કારણ કે કેટલાક શ્રીમાનો અને નૃપતિઓ કે જેઓને સભ્યતાથી બોલતાં પણ આવડતું નથી, છતાં તેમની પાસેની લક્ષ્મીના પ્રતાપે તેમને માન અને કીર્તિ ઘણેખરે ઠેકાણે મળે છે. તેમની હાજરી સારા વિદ્વાન ગૃહસ્થોને ઘેર માન ભરેલી ગણાય છે. આવા મૂર્ખ શ્રીમાન ગૃહસ્થના દુર્ગુણો તેમના શોખો ગણાય છે અને તેમનું ઘેલું બોલવું મશ્કરી તરીકે મનાય છે. વળી આવા ગૃહસ્થ કે નૃપતિની નોકરીમાં રહેતા વિદ્વાન મનુષ્યોને પણ તેમની ખોટી રીતે ખુશામત અને પ્રસંશા કરવી પડે છે. લક્ષ્મીવાન મનુષ્યો પોતાના ઘરના માણસોના શોખો અને ઇચ્છાઓ પોતાની મરજી પ્રમાણે પૂરા કરી શકે છે, પોતાની મરજી પ્રમાણે સારા મહેલ જેવાં મકાનમાં રહી અનેક જાતના વૈભવો ભોગવી શકે છે, ગમે તેવા મનુષ્યને પોતાની મરજી પ્રમાણે મદદ આપી શકે છે અને પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મનું અગર પરમાર્થનું કામ કરી શકે છે. ટુંકામાં આવા શ્રીમાન મનુષ્યો "જર ચાહે સો કર" ની કહેવત પ્રમાણે ચાહે તેવું ઉત્તમમાં ઉત્તમ અને ખરાબમાં ખરાબ કાર્ય પણ તેઓ તેમના પૈસાને જોરે કરી શકે છે, એમાં જરા પણ શક નથી. હવે સવાલ એ થાય છે કે આ દુનીઆમાં દરેક મનુષ્યે પૈસા મેળવવા પ્રયાસ કરવો કે નહીં? જવાબમાં કહેવાનું કે આ પૃથ્વીમાં દરેક મનુષ્યે પૈસો પ્રમાણિક ઉદ્યોગથી મેળવવા પ્રયત્ન કરવો જ જોઇએ, કારણ કે પૈસા વગર આપણે ઉપર જણાવેલાં કાર્યોમાંથી એક પણ કાર્ય આ જીંદગીમાં કરી શકવાના નથી કેટલાકો જુવાનીમાં આળસુ જીંદગી ગુજારી કોઇ બી જાતનો વેપાર ધંધો કરતા નથી અને કેટલાકો પોતાની

જન્મોત્રી ઉપર ભરોસો રાખી, અને કેટલાકો જ્યોતિષવાળાના કહેવા પ્રમાણે ગૃહના જોગ ઉપર આધાર રાખી ઉદ્યમ રહીત બની આળસુપણામાં બેસી રહેછે અને આખરે પોતાની ધારણામાં નિષ્ફળ બની નિરાશ થાય છે. એ પણ એક જાતની મૂર્ખાઇ સિવાય બીજું કાંઇ નથી એમ સમજવું. કેટલાક સટોળીઆઓ પણ અંધ શ્રદ્ધાવાળા બની આવા ભવિષ્ય જાણવા વાળાના બોલવા ઉપર ભરોસો રાખી થોડા વખતમાં પાયમાલ થઇ જાય છે એ થોડું દીલગીરી ભરેલું નથી; માટે પૈસો મેળવવાને જ્યોતિષ ઉપર ભરોસો નહીં રાખતાં પ્રમાણિકપણે ઉદ્યોગને ખંતથી વળગી રહેવું અને જે ઉદ્યોગની આપણને સારી રીતે માહેતી હોય, તેનેજ વધારે પ્રમાણમાં ખીલવી તેજ ઉદ્યોગ ચાલુ રાખવો એજ ખરો રસ્તો પૈસા મેળવવાનો છે કેટલાકો સટામાં અને જુગાર વગેરેમાં ટુંક વખતમાં શ્રીમાન થાય છે, પણ આવી રીતે મેળવેલા પૈસાથી સંતોષ નહીં રાખતાં વધુ શ્રીમાન થવા જો તેઓ વધુ સટો વગેરે ખેલે છે તો ફરીથી થોડા વખતમાં ભીખારી હાલતમાં આવા મનુષ્યો આવી જાય છે એમાં જરા પણ શક નથી. આવી રીતે રંકને રાય કરનાર લક્ષ્મી દેવી જ છે તે જાણજો. જેની પાસે પૈસો પુરતી રીતે થયો હોય તેણે સટાનો વેપાર કરવો નહીં. એજ તેને માટે સહી સલામતી ભરેલું છે કારણ કે એક વખત શ્રીમંતાઇના વૈભવો ભોગવ્યા પછી ગરીબાઇમાં રહેવું બહુ મુશ્કેલ લાગે છે, અને કેટલાક શ્રીમંતોને આવી અચાનક રીતે ગરીબાઇમાં આવી પડવાથી અને દુઃખી જીંદગી ગુજારી શકાય, તેવું કસાયલું પોતાનું શરીર નહીં હોવાથી ઘણીજ દુર્દશામાં પીડાતા અને કેટલીકવાર આત્મઘાત કરતાં આપણે જોઇએ છીએ.

## ફુલણજીના બુરા હાલ!

વળી કેટલાક આપ કમાઈવાળા અને કેટલાક બાપ કમાઈવાળા મનુષ્યો દેખાદેખીથી ફુલણજી બની આવક કરતાં વધુ ખર્ચ રાખેછે. તેઓ પણ થોડા વખતમાં નિર્ધન થઈ દુઃખી થયા વગર રહેતા નથી, એ નક્કી માનજો. વળી કેટલાક શ્રીમંતો પોતાને વેપારનું જ્ઞાન નહીં હોવા છતાં મોટા વેપાર આદરે છે અને મીઠા બોલા દુષ્ટ નોકરો ઉપર વિશ્વાસ રાખી ટુંક વખતમાં લાખો રૂપીઆની નુકસાનીમાં ઉતરી પાયમાલ થાય છે એ પણ વિચારવા જેવી વાત છે. જે વેપારની આપણને માહીતી નહીં હોય તે વધુ પ્રમાણમાં કરવો નહીં, ફુલણજી બની દેખાદેખીથી આવક કરતાં વધુ ખર્ચ રાખવો નહીં, વાજબી કરકસરથી અને સાદાઈથી રહેવું અને કરજ કરતાં ડર રાખવો એજ ખરો રસ્તો પૈસા મેળવવાનો, મેળવેલા પૈસા સાચવવાનો અને જીંદગીમાં સુખી થવાનો છે. કહેવત છે કે "પૈસો બચાવ્યો તે પૈસો કમાવા બરાબર છે," તેને જ મળતી અંગ્રેજીમાં એક કહેવત છે જેમકે—" Maney saved Maney got" માટે ભાઈઓ, ખરી મહેનતે મેળવેલો પૈસો ઉડાઉપણે નહીં ખરચતાં વાજબી સારે માર્ગે કરકસરથી ખરચજો, કારણ કે આવા ખરાબ વખતમાં એક વખત ઉપર પ્રમાણે ઘરનો ગુમાવેલો પૈસો પાછો મેળવવો બહુ મુસ્કેલ થઇ પડે છે એમાં જરાપણ શક નથી. આપણી દ્રવ્યવાન સ્થિતિમાં આપણા ઘરના માણસો, સગાવ્હાલા, મિત્રો, અને શ્વસુરપક્ષના સગાઓ વગેરે આપણને ઘણું માન આપે છે અને આપણા ઉપર પ્રેમ રાખે છે. પણ જ્યારે આપણી પાસેથી પૈસો જતો રહે છે ત્યારે તે લોકોજ આપણને બીલકુલ માન આ-

પતાં નથી અને ઉલટું અપમાન કરે છે અને આપણો ત્યાગ કરેછે, માટે ભાઇઓ ! એ બધી લક્ષ્મીની લીલા સમજવી. શાસ્ત્રમાં કહ્યુંછેકે—

त्यजन्ति मित्राणि धनैर्विहिनं
पुत्राश्च दाराश्च सुहृज्जनाश्च
तमर्थवंत्तं पुनराश्रयन्ते
ह्यर्थोहि लोके पुरुषस्यबंधुः ॥

**અર્થ**—જેની પાસેથી પૈસો જતો રહે છે તેનો તેની સ્ત્રી, મિત્રો અને પુત્રો ત્યાગ કરી ચાલી જાય છે, પણ જો દૈવયોગે તેજ મનુષ્ય પાસે ફરીથી દ્રવ્ય ભેગું થાય છે, તો પાછા ફરીથી તે સર્વે જણા તેનો આશ્રય કરી તેની પાસે રહે છે, માટે ભાઇઓ આ પૃથ્વીમાં ખરેખરૂં સગપણ પૈસામાં જ રહેલું છે.

આ ઉપરથી સાબીત થાય છે કે આ દુનીયામાં ખરૂં સગપણ અને ખરો સ્નેહ પૈસામાં જ રહેલા છે. આપણી શ્રીમાન સ્થિતિમાં તો આપણને બધા માન આપે છે અને આપણા ઉપર વ્હાલ અને લાગણી રાખે છે, પણ જે લોકો આપણી નિર્ધન સ્થિતિમાં આપણા ઉપર અસલ માફક સ્નેહની લાગણી રાખે છે તેજ ખરા લાગણી-વાળા સ્નેહી સમજવા. બાકી બધા સ્વાર્થી સમજવા. જેમકેઃ—

### હરીગીત છંદ.

બંધુ તણી પરખાય પ્રીતી અવદશા આવી અડે,
નોકર તણા ગુણ કાર્ય સોંપે તુર્ત વળી માલમ પડે;

પરખાય કષ્ટ સમે ખરેખર ભાવ મિત્રતણો ભલો,
લક્ષ્મી વિનાશે કામનીનું હેત હૈયાનું કળો.

**અર્થ**—ભાઈની પ્રીતિ આપણા ઉપર કેવી છે, તે આપણી નિર્ધન સ્થિતિમાં માલમ પડે છે, અને મિત્રોનો સ્નેહ કેવો છે તે પણ આવાજ વખતમાં સાબીત થાય છે, અને નોકરની લાગણી આવી નિર્ધન સ્થિતિમાં કેવી છે તે તેને કામ બતાવવાથી માલમ પડે છે, તે પણ આવી નિર્ધન સ્થિતિમાં કસોટીમાં આવે છે.

## ગરીબાઈમાં સગું કોઈ નથી.

ગરીબાઇમાં આપણું સગું ઇશ્વર સિવાય બીજું કોઇ નથી અને અને લક્ષ્મીવાન સ્થિતિમાં આપણા બધા સગા થાય છે તેને માટે મને એક વાત યાદ આવે છે, ને નીચે પ્રમાણે છે:—

એક વણિક વેપારી દૈવયોગે વેપારમાં નુકશાન થવાથી ગરીબ સ્થિતિમાં આવી પડયો હતો. તેને ગુજરાનનું એક પણ સાધન નહીં હોવાથી પોતાની બેહેન જે ગામ પરણાવી હતી, તે ગામ તરફ બેહેનને ઘેર આશ્રય મળશે એવું સમજી ગયો. તે નિર્ધન યુવાન વણિક તે ગામમાં એક ધર્મશાળામાં ઉતારો કરી પોતાની બેહેનને ખબર મોકલ્યા કે તારો ભાઇ આવેલો છે. પોતાના લુગડાં પણ ફાટેલાં અને થીગડાંવાળા હોવાથી તે ભાઇને પોતાની શ્રીમંત બેનને ઘેર જતાં શરમ લાગવાથી ધર્મશાળામાં ઉતારો કરેલો હતો. પોતાનો ભાઇ કંગાલ હાલતમાં મદદને માટે આવ્યો છે અને ધર્મશાળામાં ઉતરેલો છે એવું સાંભળી ધનના મદમાં છકેલી બેહેને પોતાના દરિ-

દ્રાવસ્થામાં આવેલા ભાઇને કેહવરાવ્યું કે " તારે કંગાળ સ્થિતિમાં અમારે ઘેર આવવું નહીં. અમે તારે માટે ધર્મશાળામાં જમવાનું મોકલશું." ત્યાર પછી તે બેહેને પોતાના ભાઇ સારૂ થોડા દિવસ સુધી જમવાનું ધર્મશાળામાં મોકલ્યું. થોડા દીવસ સુધી તો બરાબર નિયમિત રીતે ખાવાનું તે ભાઇને મળ્યું, પણ ત્યાર પછી કેટલીકવાર કાચુ પાકું અને વાસી ભોજન અનિયમિતપણે મળવાથી તે વણિક યુવાન કંટાળીને તે ગામ નજીક મોટું શહેર હતું તે તરફ રવાને થયો. આવી દુર્બળ સ્થિતિવાળા ભાઇને જાતે મુલાકાત આપવાનું મન, પણ તે બેહેનને થયુ નહીં એ ખરેખર લક્ષ્મીના સ્વાર્થી પ્રેમની કસોટી છે એમ કહ્યા વગર ચાલતું નથી. હવે પેલા વણિક યુવાનના ઉપર લક્ષ્મી દેવી થોડા દીવસમાં પ્રસન્ન થવાની છે એમ જણાવા લાગ્યું. કારણ કે તે જે વેપારીને ઘેર નોકરી હતો તે વેપારીએ આ વણિક યુવાનની સલાહ પ્રમાણે વેપાર કરવાથી વેપારમાં ઘણો મોટો લાભ મળ્યો. એટલે તે શેઠે આ વણિક ભાઇને ભાગીદારીમાં જોડી વેપાર શરૂ કર્યો અને થોડા વખતમાં બંને ભાગીદારો સારી રીતે પોતાના ધંધામાં દ્રવ્ય મેળવી શ્રીમાન થયા. ઘણા દીવસથી પોતાનું વતન છોડેલું હોવાથી હવે આ વણિક ગ્રહસ્થે પોતાના શેઠ પાસે પોતાને ગામ જવા રજા માગી અને નોકરોના રસાલા સાથે પોતાના ગામ તરફ રવાને થયા. પોતાને ગામ જતાં પોતાની બેહેનના ગામની ધર્મશાળામાં જ્યાં ને અગાઉ ઉતર્યો હતો ત્યાંજ પાછો ઉતરી પોતાની બહેનને કહેવરાવ્યું કે તારો ભાઇ તને મળવા માટે આવેલો છે. પોતાનો ભાઇ વેપારમાં શ્રીમંત થયો છે તે ખબર બેહેનને થોડા દીવસ અગાઉ મળેલા હોવાથી આ સ્વાર્થી ગર્વિષ્ટ બેન પોતે ગાડી જોડાવી ભાઇને મળવા ગઇ અને જમવાનું આમં-

ત્રણ કર્યું. ભાઇ પોતે ચતુર હોવાથી આમંત્રણ સ્વિકાર્યું. અને પોતે કીંમતી ઝવેરાતના દાગીના પહેરી બેહેનને ત્યાં જમવા ગયો. આ વખતે આ સ્વાર્થી બહેનને પોતાના પૈસાદાર ભાઈ માટે સરા પકવાનોનું ભોજન કરાવ્યું હતું. ભાઇ જમવા બેઠા તે વખતે બેહેન પાસે ઉભી રહી પીરસાવા લાગી. બધું પીરસાઇ રહ્યા પછી ભાઇએ કહ્યું કે મારી બાજુમાં બીજી થાળી અને પાટલો માંડો. બેહેને તરતજ તે પ્રમાણે કરવા નોકરને હુકમ આપ્યો. પોતાની બાજુની થાળીમાં પોતાના આંગ ઉપરના કીંમતી દાગીનાઓ તે ભાઇએ મૂકયા શાંતિથી ભાણા ઉપર બેસી રહ્યા. બેહેને બે ત્રણવાર જમવાનું ચાલુ કરવા માટે કહ્યું પણ તે શાણા ભાઇએ કાંઇ સાંભળ્યું નથી એવો ડોળ કરી બેસી રહ્યા. આખરે બેહેને મોઢેથી પોતાના ભાઇને જમવાનું ચાલુ કરવા કહ્યું ત્યારે ભાઇએ કહ્યું, કે જમવા લાયકને જમવા કહો. ત્યારે બેહેને કહ્યું કે " શું તમે જમવા લાયક નથી ?" ત્યારે ભાઇએ કહ્યું કે " ના, આ બાજુની થાળીમાં પડેલા દાગીના જમવા લાયક છે તે જમશે. " ત્યારે બેહેને કહ્યું કે " ભાઇ આ તમે શું બોલો છો ? મેં શું દાગીના માટે જમવાનું કર્યું છે. " ત્યારે ભાઇએ કહ્યું કે " ખરેખર તેમજ છે, કારણ કે ગઇ વખતે હું ગરીબાઇમાં ધર્મશાળામાં ઉતર્યો હતો ત્યારે મને ઠંડુ અને કાચુ કોરૂં ભોજન ખાવા મોકલ્યું હતું અને મને તમારૂં મોં જોવા પણ મળ્યું નહતું અને મને કોઇ પણ પ્રકારનો આદરસત્કાર મળ્યો નહતો. હવે આજે મારી લક્ષ્મીવાન સ્થિતિમાં મારી આટલી બધી બરદાસ્ત કરો છો તે ઉપરથી ખાત્રી થાય છે કે તમે મારા પંડની બરદાસ્ત કરતા નથી, પણ મારા દાગીનાની અને મારી પાસેના પૈસાની બરદાસ્ત કરો છો. માટે હે બેન, તું યાદ રાખજે કે હું કાંઇ જમવા માટે

આવ્યો નથી, પણ તને ચાનક લગાડવા આવ્યો છું કે દુનીઆ મતલબી તો છે પણ એક માના જણ્યા ભાઇ બેહેનમાં પણ કેટલો સ્વાર્થ રહેલો છે, તે આપણા દાખલા ઉપરથી દુનીઆ જોઇ શકશે. દુનીઆમાં ચડતી પડતી દરેક સ્ત્રી પુરૂષને માથે આવે છે, પણ આપણી પડતીના વખતમાં જે આપણને મદદ કરે તેઓજ લાગણીવાળા સમજવા. બાકી બધા તારા જેવા સ્વાર્થી સમજવા છેવટે હું તને આશીર્વાદ આપું છું કે તું તારે ઘેર સુખી રહે. પણ યાદ રાખજે કે આવી રીતે લક્ષ્મીના મદમાં છકી જઇ તું ગરીબો તરફ તિરસ્કાર બતાવે છે, તે હવે પછી બતાવીશ નહીં. પણ તેઓ તરફ દયા રાખજે અને તેમને તારાથી બનતી મદદ આપજે અને ભવિષ્યમાં સુખી થજે." સમજુ ભાઇના આવા માર્મીક શબ્દો સાંભળી બેનને બહુ પસ્તાવો થયો અને શરમાઇ ગઇ. અને પોતાની ભૂલો જે નાદાનીમાં થઇ હતી, તેને માટે ભાઇ પાસે માફી માગી. આ ઉપરથી સાબીત થાય છે કે જેની પાસે પૈસો છે તેને બધાં માન આપે છે.

---

## સ્વભાવની બલીહારી ! !



સ્વભાવ એટલે પ્રકૃતિ અથવા ખવાસ ટેવ એટલે આદત, મહાવરો, હેવા, લક્ષણ વગેરે, અને સોબત એટલે સંગ, દોસ્તી, વગેરે. સ્વભાવ ઘણા પ્રકારનો હોય છે જેમકે જાતિ સ્વભાવ, ક્રોધી

સ્વભાવ, અદેખો સ્વભાવ. લોભી સ્વભાવ, શાંત સ્વભાવ, ઉદાર સ્વભાવ, મતલબી સ્વભાવ, પરમાર્થી સ્વભાવ, મમતી સ્વભાવ, ઉદ્યોગી સ્વભાવ, અને આળસુ સ્વભાવ વગેરે હવે જુદા જુદા સ્વભાવો જુદી જુદી રીતે આપણા જીવનમાં કેવી રીતે ફેરફાર કરે છે, તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

## જાતિ સ્વભાવ.

આ દુનીઆમાં મનુષ્ય, પશુ, પક્ષી વગેરે પ્રાણીઓ કોઇ એકજ સ્વભાવના હોતા નથી–તેઓમાં સૌ સૌની જાતિ પ્રમાણે કુદરતે જુદા જુદા જાતિ સ્વભાવ, ગુણ, દોષ વગેરે ઉત્પન્ન કર્યા છે વનસ્પતિ વગેરે પદાર્થોના સ્વાદ અને ગુણ દોષની ભિન્નતા પણ કુદરતે એજ પ્રમાણે નીર્માણ કરેલી છે કે :જે જાતિ ભિન્નતા આપણે કોઇ પણ રીતે દુર કરી શકતા નથી. જેમકેઃ—

### ( ઇંદ્રવિજય છંદ. )

એકજ બાગ અને જળ એકજ એકજ વાડી અને એકજ કયારો,
લીંબુ દરાખ, લવીંગ, લીંબોળી, વિવેક કરી કદી વાવી વીચારો;
કોટી ઉપાય કરે દલપત ફરે ન સ્વભાવ ધરે ન સુધારો,
જે ફળમાં રસ જાતી સ્વભાવીક તે ફળમાં રસ તેજ થનારો.

ઉપર લખેલી કવિતા ઉપરથી જણાય છે કે કુદરતે જે વસ્તુમાં જે જાતિ ગુણો મુકેલા છે તે આપણે કોઇ પણ રીતે દુર કરી શકતા નથી. વળી જેમ ગોળ, સાકર અને મધનું મધુરપણું, મરચાં, મરી અને સુંઠની તીખાસ, કારેલાની, કરીઆતાની અને લીંબડાની કડ-

વાસ, કાંદા અને લસણની દુર્ગંધ, કેસર, કસ્તુરી અને કપુરની સુવાસ, કાજળ અને કાગડાની શ્યામતા, દુધ અને રૂની સફેતાઇ, સજ્જન માણુસની સજ્જનતા, અને દુષ્ટ માણુસની દુષ્ટતા વગેરે જાતિ ગુણો તેઓની ઉત્પત્તિથી તે ક્ષય સુધી જતા નથી. તેમજ મનુષ્ય વગેરે પ્રાણીનો જે જાતિ સ્વભાવ છે તે કરોડ ઉપાય કરવા છતાં બદલી શકાતો નથી; જેમકે વાઘ, સિંહ, વરૂ, રીંછ વગેરે ક્રુર પ્રાણીઓ તેઓના રખેવાળ પાસે સરકસ વગેરેના ખેલોમાં પોતાની ક્રુરતા ત્યાગ કરતા જણાયલા છે, પણ જ્યારે ચોકસ કારણથી તેઓ ગુસ્સે થાય ત્યારે પોતાના કેળવનારને પોતાના જાતિ સ્વભાવનો સ્વાદ ચખાડયા સિવાય તેઓ રહેતા નથી એ પણ ભુલી જવું જોઇતું નથી. વળી જેમ કાષ્ટમાં અગ્નિ, તલમાં તેલ, અને પયમાં ઘી અદૃષ્ય રૂપે રહેલાં છે અને જ્યારે તે પદાર્થો ઉપર અખતરા થાય છે ત્યારે અસલ રૂપમાં તે જણાય છે તેવીજ રીતે મનુષ્યનો સ્વભાવ તેના દેખાવ ઉપરથી જણાતો નથી. પણ જ્યારે તેના સાથે થોડો વખત રહીએ ત્યારે તેનો સ્વભાવ જાણી શકાય છે. કેટલાક હલકા ખવાસના સ્ત્રી પુરૂષો બહારથી ભલા દેખાય છે, પણ જ્યારે તેઓ ગુસ્સે થાય છે ત્યારે તેના અસલ રૂપમાં જણાઇ પોતાની હલકાઇ જણાવ્યા સિવાય રહેતા નથી. આ ઉપરથી સાબીત થાય છે કે જાતિ સ્વભાવ કોઇ પણ રીતે મટી શકતો નથી.

## ક્રોધી-સ્વભાવ.

આ દુનીઆમાં ક્રોધી સ્વભાવનો મનુષ્ય બહુ લોકપ્રિય થઇ શકતો નથી અને ઇન્સાફનું કામ પણ બરાબર કરી શકતો નથી. વળી ક્રોધી મનુષ્યને ઘણા દુશ્મનો શોધવા જવું પડતું નથી. नास्ति

क्रोध समो रिपुः અર્થ-" ક્રોધ જેવો કોઇ આપણો દુશ્મન નથી." ક્રોધી માણસ સાધારણ બાબતમાં પોતાના ઘરના માણુસો, પડોસીઓ, અને બહારના માણુસો સાથે ટંટો ફીસાદ કરી દુશ્મનાઇ કરે છે. અને કેટલીક વાર તકરાર વધી જતાં ક્રોધાંધ બની ખુન વગેરેના મહા અપરાધો પણ કરી બેસે છે. ક્રોધી સ્ત્રી પુરૂષો અને ક્રોધી નોકરો મન માનતો લાભ મેળવી શકતા નથી એ ખાતરી માનજો છેડાયલો નાગ, ક્રોધાયમાન રાજા, અને કોપાયમાન થયેલી સ્ત્રીનો ક્રોધ શાંત કરવો બહુ મુશ્કેલ છે. ક્રોધમાં આવા દુર્ગુણો સમાયલા હોવાથી શાણા મનુષ્યે ક્રોધનો ત્યાગ કરવો જોઇએ.

## અદેખો સ્વભાવ.

આ જાતના સ્વભાવ સ્ત્રી, બાળક, બ્રાહ્મણ, કુતરો અને પાડામાં સ્વભાવિક રીતે જોવામાં આવે છે. જેમકે સ્ત્રીઓમાં શોક-શોકનો, દેરાણી જેઠાણીનો, સાસુ વહુનો, અને નણંદ ભોજાઇનો-એક બીજા પ્રત્યેનો દ્વેષ જગ જાહેર છે. બાળકો પણ દેખાદેખીથી એક બીજાની અદેખાઇ કરે છે. જેમકે એક બાળકની માતા બીજા છોકરાને રમાડે છે તો તેનું બાળક તે માટે અદેખાઇ બતાવી કજીઓ કરવા લાગે છે, તેવીજ રીતે બ્રાહ્મણુની જાતિ પણ સાધારણુ લાભ માટે એક બીજાનું બુરૂં કરવા ચુકતી નથી વળી કુતરા પણ એવાં અદેખાં હોય છે કે એક ફળીઆનું કુતરૂં બીજા ફળીઆમાં જાય તો બીજા ફળીઆનાં કુતરાં તેને ભસીને કાઢી મુકે છે. પાડાઓ પણ એક બીજા સાથે કેટલીકવાર શીંગડાઓથી લડે છે, અને એક બીજાને લોહી લુહાણુ કરી મુકે છે વળી કેટલાક મુર્ખ મુનુષ્યો બીજાનું સુખ

અને વૈભવ જોઇ રાજી થવાને બદલે તેના દ્વેષી થાય છે અને તેઓ કેવી રીતે દુઃખી થાય તે શોધ્યા કરે છે. પણ જ્યારે કુદરત આવા સુખી મનુષ્યના તરફ મહેરબાન હોય છે ત્યારે આવા દ્વેષી મનુષ્યો કાંઇ પણ કરી શકતા નથી. જેમકે:—

( દોહરો. )

જીતના તારા ગગનમે ઉતના શત્રુ હોય,
કૃપા હોય જો રામકી બાલ ન બાંકા હોય.

માટે ભાઇઓ ! શ્રી રામની કૃપા આપણા ઉપર હોય તો ઇર્ષાવાળા આપણા દુશ્મનો આપણને કાંઇ પણ હરકત કરી શકનાર નથી. એ ખાતરીથી જાણજો. આ ઉપરથી સાબીત થાય છે કે અદેખા સ્વભાવથી બીલકુલ ફાયદો છે નહીં પણ ઉલટું તેમાં નુકશાન છે. વળી ઇશ્વર પણ તેમાં આપણા ઉપર રાજી રહેતો નથી. કહેવત છે કે " જેવું તમે બીજાનું ઇચ્છશો તેવું તમારૂં થશે." જેમકે કોરવનો દ્વેષ કરવાથી કૌરવોની પાયમાલી આખરે થઇ હતી. માટે ભાઇઓ આવા દુર્ગુણવાળા અદેખા સ્વભાવનો ત્યાગ કરો અને આ દુનીઆમાં દરેક તરફ ભ્રાતૃભાવ રાખી સુખી થાઓ.

## લોભી-સ્વભાવ.

લોભી સ્વભાવનો મનુષ્ય શાંતિમાં ઉંઘી શકતો, નથી, અને પેટ ભરીને સારો ખોરાક ખાઈ પણ શકતો નથી. આવો મનુષ્ય આખી જીંદગી સુધી " મારૂં તારૂં " અને " હાય ઓય " કરી પૈસો

એકઠો કરે છે અને મધમાખીના મધની માફક તે પૈસો બીજાને સોંપી આખરે હાલહવાલથી મરણને શરણ થાય છે. કહેવત છે કે "અતિશય લોભ તે પાપનું મૂળ." એ પ્રમાણે લોભી મનુષ્યના બધા સદ્દગુણો આ લોભના એક અવગુણથી ઢંકાઇ જાય છે. કેટલીક વાર લોભી સ્વભાવના મનુષ્યો થોડા પૈસાથી મોટો લાભ મેળવવાની લાલચમાં ફસાઇ ધુતારાઓના પંજામાં સપડાય છે અને પૈસાની મોટી નુકશાનીમાં ઉતરે છે. જેમકે "લોભીઆ હોય ત્યાં ધુતારા ભુખે મરે નહીં." આખરે લોભી મનુષ્ય અથવા સ્ત્રી પોતાના પૈસાનું કોઇ સુકૃત પોતાની હૈઆતીમાં પોતાને હાથે કરી શકતા નથી અને જોઇએ તેવું માન અને કીર્તિ પોતાની જીંદગીમાં સંપાદન કરી શકતા નથી. માટે ભાઇઓ બનતા સુધી અતિશય લોભી પ્રકૃતિનો ત્યાગ કરો અને સુખી થાજો.

## શાંત-સ્વભાવ.

જે મનુષ્ય ઉપર ઇશ્વર કૃપા હોય છે તેનેજ આ સ્વભાવ પ્રાપ્ત થાય છે. શાંત સ્વભાવવાળા સ્ત્રી પુરૂષો પોતે સુખમાં રહી બીજાને સુખી કરી શકે છે અને લોકપ્રિય પણ થઇ શકે છે તેઓ બહુ આફતથી કંટાળતા નથી. અને જે સુખ દુઃખ પ્રાપ્ત થાય તે ધીરજથી સહન કરી હમેશાં સંતોષ સાથે આનંદમાં રહે છે. શરૂઆતમાં તેઓને કદાચ થોડો વખત આફતમાંથી પસાર થવું પડે છે, પણ આખરે તેઓ તેમના ઇરાદામાં ફતેહમંદ થઇ શકે છે. પાંડવો અને હરિશ્ચંદ્ર જેવા મહાન નૃપતિઓ અને સતી સીતા, દમયંતી દ્રૌપદી અને રાણકદેવી જેવી મહાન સતીઓ પણ પોતાના શાંતિના ગુણને

લીધે છેવટે પોતાની ઇચ્છાઓમાં ફતેહમંદ થયેલા જણાયા છે. છેવટે શાંતિવાળા મનુષ્યને મહાન દુઃખ પણ સુખરૂપ લાગે છે અને તે મોટી આફતના સમુદ્રમાંથી પોતાનું વહાણ સહી સલામત રીતે ઇશ્વર કૃપાથી કીનારે લાવી શકે છે. પરમ દયાળુ પરમેશ્વર દરેક સ્ત્રી પુરૂષને આવા શાંત સ્વભાવની બક્ષીસ કરો.

## ઉદાર-સ્વભાવ.

ઉદાર સ્વભવ પ્રાપ્ત થવો એ ઇશ્વર કૃપાનું ફળ છે. પૈસા વગરનો ઉદાર સ્વભાવ નકામો છે. જેઓ પૈસા વગર અને ગજા ઉપરાંતનો ખર્ચ કરી ઉદારતાનો દેખાવ કરે છે તેઓ આખરે દુઃખી થયા વગર રહેતા નથી એ ખાતરીથી માનજો. ઉદાર સ્વભાવવાળો મનુષ્ય સહેલાઇથી કીર્તિ અને માન પામી લોકપ્રિય થઇ શકે છે અને સેંકડો ગરીબોના આશીર્વાદ મેળવી શકે છે. ઉદારતાને માટે રાજા ભોજ અને કર્ણ પ્રખ્યાત થયેલા છે. ઉદાર સ્ત્રી પુરૂષોને આ પૃથ્વીમાં પરમેશ્વર સલામત રાખે તેને માટે એક કવિએ કહ્યું છે કે,

( ઇંદ્રવિજય છંદ )

વાંસ વળી સડી જાય ભલે પણ
મોભ તણો કદી ક્ષોભ ન થાશે;
ડાંખળી પાન ખવાય ભલે થડ,
મુળ ખચીત કદી ન ખવાશે.
કોઇક અંગ કપાય કદી પણ,

મસ્તક એક કદી ન કપાશો.
સોય જજો દલપત કહે પણ,
સો જણુનો સરદાર ન જાશો.

મતલબી માણુસનો સ્નેહ અને દોસ્તી લાંબો વખત સુધી ટકી શકતાં નથી-જેમકે " **अर्थातुराणां नच बंधुमित्र** " વળી સ્વાર્થી મનુષ્ય પોતાનું હિત જુવે છે. પારકાનું ગમે તેટલું નુકશાન થાય તેની તેને દરકાર હોતી નથી, પણ પોતાનું કેવી રીતે શ્રેય થાય તેનીજ ગણુત્રી તે રાત દીવસ કર્યા કરે છે. ખરી રીતે જોતાં આખી દુનીયા સ્વાર્થી છે, પણ મતલબીપણાની હદ હોય તો સારૂં ! હદ બહારનું દરેક કામ ખોટું ગણાય છે. ઘણો સ્વાર્થી મનુષ્ય આખરે સુખી થઈ શકતો નથી અને કોઇનું પણ ભલું કરી યશ સંપાદન કરી શકતો નથી. પરમ દયાળુ પરમેશ્વર આવા હદ બહારના સ્વાર્થી સ્ત્રી પુરૂષોને સદ્બુદ્ધિ આપી સુખી કરે એમ હું ઇચ્છું છું.

## પરમાર્થી-સ્વભાવ.

પારકા મનુષ્યો ઉપર બીન સ્વાર્થે ઉપકાર કરવા જેઓનું દિલ થાયછે, તેઓ પરમાર્થી મનુષ્યો ગણાય છે. સાધુઓ અને વિદ્વાન મનુષ્યોનો સ્વભાવ એટલો તો પરોપકારી હોય છે કે સામો માણુસ તેમનું અહિત કરે, તો પણ તેઓ તેનું બુરૂં કરતા નથી; જેમકે ચંદનનું ઝાડ તેના કાપનારને સુગંધી આપે છે, શેરડી તેને યંત્રમાં નાખી પીલનારને મધુર રસ પીવા માટે આપે છે, ગંગા યમુના અને સરસ્વતિ વગેરે પવિત્ર નદીઓ અને રત્નાગર સાગર વગેરે તેમનામાં

મળમુત્ર વગેરે નાખનારને પાવન કરે છે, પીપળો, લીમડો વડ વગેરે ઝાડો તેમની ડાળ કાપનારને સુંદર છાયા આપી શાંતિ આપે છે, આંબા વગેરે ફળોનાં ઝાડો તેમના સામે પથર મારનારને સ્વાદિષ્ટ ખાવા આપે છે, વડાં તેને મરી મસાલો નાખી પેણીમાં ખૂબ તળી હેરાન કરનારને સ્વાદિષ્ટ-ખોરાક-આપે છે, ભલાં માબાપો તેમને સંતાપનરી દુષ્ટ પ્રજાને પોતાનો કીમતી વારસો આપે છે, અને ગુલાબનું ઝાડ તેની ડાળી કાપનારને સુંદર સુગંધી ફુલ સુંઘવા આપે છે. આ ઉપરથી જણાય છે કે પરોપકારી મનુષ્યનું કોઇ બુરૂં કરે, તો પણ તેઓ તેમનું બુરૂં ન કરતાં ઉલટો તેના ઉપર ગુણ કરે છે. પરોપકારી મનુષ્યો દુનિયામાં કેમ વર્તવું તેને માટે એક વિદ્વાન કવિએ કહ્યું છે કેઃ—

( છપ્પો. )

પાણી આપને પાય ભલું ભોજન તો દીજે<br>
આવી નમાવે શીશ દંડવત કોડે કીજે;<br>
આપણ ઘાસે દામ કામ મોહોરોનું કરીએ,<br>
આપ ઉગારે પ્રાણ તે તણાં દુઃખમાં મરીએ.<br>
ગુણ કેડે ગુણ દશ ગણો મન વાચા કરમે કહી,<br>
પણ અવગુણ કેડે જે ગુણ કરે તે જગમાં જીત્યો સહી;

છેવટે ઇચ્છીશું કે પરમ દયાળુ પરમેશ્વર, આવા પરમાર્થી મનુષ્યોને સદ્દબુદ્ધિ સાથે દીર્ઘાયુષ્યવાળા બનાવી સુખી કરો.

## મમતી–સ્વભાવ.

મમતી સ્વભાવ એટલે હઠીલો અથવા હુજતી સ્વભાવ. રાજા, બાળક, સ્ત્રી અને ઘોડો પોતના હઠવાળા સ્વભાવ માટે જાણીતા ગણાય છે. મમતી સ્વભાવના સ્ત્રી પુરૂષો છેવટ સુધી પોતાની હુજત મુકતા નથી, અને આખરે દુઃખી થાય છે ત્યાં સુધી પોતાની હઠને વળગી રહે છે. કેટલીક વાર હુજતી સ્વભાવવાળા ફતેહમંદ થાય છે, પણ ઘણે ભાગે મમતનું પરિણામ શુભ આવેલું જણાતું નથી. હુજતી સ્વભાવનો આબેહુબ દાખલો કોઇ શ્રીમંત કુટુંબોમાં વારસા હીસ્સાનો કેસ ચાલતો હોય છે, તે વખતે બંને બાજુ વાળાની વાતો ઉપરથી સારી રીતે જણાય છે. કેટલાક લખોપતી કુટુંબો સાધારણ બાબતમાં મમત પકડી કોર્ટે ચડી પાયમાલ થયેલા છે. કૌરવ પાંડવનું માહા ભારત યુદ્ધ પણ પાંડવોને સાધારણ નાનું રાજ્ય પણ દુર્યોધને મમતથી આપવાની ના પાડવાથી થયું હતું. રામ અને રાવણ વચ્ચે પણ મોટું યુદ્ધ રાવણે મમતથી સીતાજીને રામને પાછા ન આપવાથી થયું હતું. આ પ્રમાણે મમતે ભૂતકાળમાં શું શું ખરાબીઓ કરી છે તે ઉપરના દાખલાઓ ઉપરથી વાંચનારાઓ સારી રીતે સમજી શકશે. સટોડીઆ અને જુગારી લોકો પણ હમેશાં મમતી સ્વભાવના હોય છે કેટલાક વિદ્વાન મનુષ્યો શરૂઆતમાં કોઇ કામમાં હુજત કરે છે, પણ પાછળથી પોતાની ભૂલ જણાય છે ત્યારે પોતાનો મમત છોડી દઇ પોતાની ભૂલ કબૂલ કરે છે, પણ મૂર્ખ મનુષ્યો તેમને કોઈ ગમે તેટલું સમજાવે. તો પણ પોતાની ભૂલ કબુલ કરી મમત મુકતા નથી. જેમકે—

( દોહરો. )

ભમરો ભોરીંગને ચાતુર નર, ડશીને દુર થયાં,
મગર મંકોડો મુરખ નર, વાતે વળગી રહ્યાં.

આ ઉપરથી સમજવાનું કે સમજુ મનુષ્યે બનતાં સુધી બહુ મમતી થવું નહીં, કારણ કે હદ બહાર મમત કરવાથી વિપરિત પરિણામ આવ્યા વગર રહેતું નથી. પરમેશ્વર, આવા મમતી સ્ત્રી પુરૂષોને સદ્બુદ્ધિ આપી સુખી કરો.

## ઉદ્યોગી સ્વભાવ.

આ દુનિયામાં દરેક પ્રાણીએ ઉદ્યોગી થવાની જરૂર છે. ઉદ્યોગી મનુષ્ય લક્ષ્મી સંપાદન કરી અનેક પ્રકારના વૈભવો ભોગવી શકે છે, કેટલાક આળસુ માણસો પ્રારબ્ધને વળગી રહી ઉદ્યોગ વગરના બની આળસાઇમાં જીંદગી ગાળે છે, પણ આવા મનુષ્યો આખરે દુઃખી થયા વગર રહેતા નથી. કેટલાક બાપ કમાઇવાળા શ્રીમંત મનુષ્યો એમ સમજે છે, કે અમારે ઉદ્યોગ કરવાની જરૂર નથી, પણ તેઓએ યાદ રાખવાનું છે કે આળસુ જીંદગી ગુજારવાથી તેઓની તનદુરસ્તી બગડે છે અને તનદુરસ્તી બગડવાથી પોતાના પૈસાનો ઉપભોગ પોતાથી થઇ શકતો નથી. કેટલાક ઉદ્યોગી મનુષ્યો ઘણી જાતના વેપાર કરવા છતાં નિર્ધન રહેવાથી કંટાળી જાય છે, પણ તેઓએ કોઇ પણ જાતના પ્રમાણિક ઉદ્યમથી નહીં કંટાળતાં તે ચાલુ રાખવો કે જે ઉદ્યોગથી તેમને લાંબે વખતે પણ ફાયદો થયા વગર રહેશે

નહીં. છેવટે પરમ દયાળુ પરમેશ્વર દરેક પ્રાણીને આ દુનિયામાં પ્રમાણિક ઉદ્યોગમાં રહેવાની પ્રેરણા કરે એમ હું ઇચ્છું છું.

## આળસુ સ્વભાવ.

આળસ એ આપણા શરીરમાં એક દુશ્મન જેવો છે કે જે દીવસે દીવસે આપણી બુદ્ધિ મંદ કરી શરીર સુખાકારી બગાડે છે એટલુંજ નહીં પણ આપણને પ્રાપ્ત થતા કેટલાક લાભોને અટકાવી આબાદીની ખરાબી કરી નાખે છે. આળસ અને અશીણને વળગી રહેનારને શરૂઆતમાં થોડા દીવસ કંઇક આનંદ પ્રાપ્ત થતો જણાય છે, પણ આખરે તેઓની બુદ્ધિ મંદ પડી જાય છે અને તેઓ દુઃખી થાય છે. શાણા મનુષ્યે આળસનો ત્યાગ કરી ઉદ્યોગી જીવન ગાળવું કે જેથી તેઓ ભવિષ્યમાં સુખી થાય.

જુદી જુદી જાતના સ્વભાવ માટે ઉપર વિવેચન કરેલું છે. પણ ટેવ અને સોબત આપણા જીવન ઉપર શું શું અસર કરે છે તે હવે તપાસીએ.

## ટેવ.

ટેવ એટલે મહાવરો આદત વગેરે. જેવી આપણે સોબત કરીએ છીએ તેવી આપણને ટેવ પડે છે. જો આપણી સારી ટેવ હોય છે, તો આપણે સુખી થઇએ છીએ. અને જો આપણી નઠારી ટેવ હોય છે, તો આપણે દુઃખી થઇએ છીએ. આપણી સારી ટેવો સદા સદ્‌-ગુણ રૂપે ગણાય છે અને નઠારી ટેવો હમેશાં આપણા દુર્ગુણો ગણાય

છે. માટે હમેશાં આપણે યાદ રાખવાનું કે એક વખત જે ટેવ પડી તે કદિ મટવાની નથી. જેમકે "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી." આ ઉપથી હમેશાં યાદ રાખવાનુ કે બનતાં સુધી આપણને સારી ટેવો પડે તેવું આપણું વર્તન રાખવું કે જેથી કરીને આપણે ભવિષ્યમાં સુખી થઇએ. ખરાબ ટેવો ઘણીજ ખરાબી કરે છે અને સારી ટેવો અગણિત લાભો મેળવી આપે છે એમાં જરા પણ શક નથી. જુઠું બોલવાની, ચોરી કરવાની, જુગાર રમવાની, સટો કરવાની, અપશબ્દ બોલવાની, અદેખાઈ કરવાની, આળસુપણાની, આહાર વિહારના અનિયમિતપણાની, અને કોઈ પણ જાતની અતિશયોક્તી કરવા, વગેરેની ટેવો ખરાબ ગણાય છે. સાચું બોલવાની, પ્રમાણિકપણાની, સતોષી રહેવાની, પ્રિય બોલવાની, ઉદ્યોગી રહેવાની, સમાન દૃષ્ટિ રાખવાની અને નિયમિતપણા વગેરેની ટેવો સારી ગણાય છે. એક વખત એક ટેવ જે આપણને પડે છે તે મરતાં સુધી જતી નથી; જેમકે "ટાઢ જાય રૂવે અને આદત જાય મુવે." પરમ દયાળુ પરમેશ્વર દરેકને સારી ટેવો પડે, તેવી પ્રેરણા કરી સુખી કરો.

## સોબત.

સોબત એટલે સંગ, દોસ્તી, મિત્રાચારી, વગેરે. કહેવત છે કે "સોબત તેવી અસર." જેવી આપણે સોબત કરીએ છીએ તેવા આપણા વિચારો થાય છે, તેવાં આપણે કર્મ કરીએ છીએ અને જેવાં આપણે કર્મ કરીએ તેને અનુસરીને આપણને સુખ દુઃખ પ્રાપ્ત થાય થાય છે. માટે હમેશાં સારી સોબત કરવી કે જેથી કરીને આપણે સુખ થઇએ. આજકાલ કેટલાક શ્રીમંતોના છોકરાઓ કુસંગમ

પડી બાપદાદાની મેળવેલી કીર્તિ અને દોલતનો નાશ કરી પાયમાલ થઈ દુઃખી થાયછે અને આખરે પસ્તાવો કરે છે. કુસંગતી કેટલી હદ સુધીની ખરાબી કરેછે અને સત્સંગ કેટલો બધો આપણને ફાયદો કરે છે તેનું વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે, પણ ટુંકમાં કહેવાનું કે કુસંગથી શાણા મનુષ્યની બુદ્ધિ પણ વિપરિત થઇ જાય છે એમાં જરા પણ શક નથી. આ જીંદગીમાં સુખી થવાનો ખરેખરો રસ્તો સત્સંગ છે. કુસંગમાં રહી સુખી થવાની આશા રાખવી એ દરીઆનું પાણી મીઠું કરવા બરાબર છે. પરમેશ્વર દરેક પ્રાણીને સત્સંગની પ્રેરણા કરી સુખી કરે, એમ આપણે ઇચ્છીશું.

હવે ઉપર સ્વભાવ, ટેવ, અને સોબત વિષે જે લખાયું છે તે ઉપરથી વાંચનારાઓ સમજી શકશે કે તેઓ આપણા જીવનમાં કેવો અદ્દભુત ફેરફાર કરી શકે છે. આ દુનિયા હમેશાં સારી ચીજને પસંદ કરે છે તો આપણે પણ આપણો સ્વભાવ, આપણી ટેવ, અને આપણી સોબત બનતા સુધી સત્સંગમાં રહી સુધારવા કે જેથી કરીને દુનિયા આપણી તરફ માનની નજરથી જુવે. દુનિયા જેને માન આપે છે અને સારૂં કહે છે તેજ સારૂં સમજવું. જેઓ લોક વિરૂદ્ધ વર્તન કરે છે તેઓ દુઃખી થયા વગર રહેતા નથી, માટે ભાઇઓ હમેશાં સત્સંગ કરો કે જેથી કરીને તમારી ટેવો સારી થશે, તમારા વિચારો સારા થશે અને તમે ખરેખર સુખી થશો એમાં જરા પણ શક નથી.

---

# આપણી ફરજો



આપણા ખરાં કર્તવ્યને ફરજ કહે છે. આ દુનિયામાં આપણા જન્મથી મરણ સુધીમાં આપણને ઘણી જાતની ફરજો બજાવવાની છે, અને તે ફરજોમાંની કેટલીક જ્યારે આપણે કેટલાક સંજોગોને લીધે સારી રીતે બજાવી શકતા નથી, ત્યારે આપણે દુઃખી થયાં વગર રહેતા નથી. એનો અનુભવ આપણામાંના ઘણાખરાને ઘણા પ્રસંગોમાં થયા કરતો હશે, તેમાં જરા પણ શક નથી. ફરજો ઘણા પ્રકારની છે; જેવી કે માબાપ તરફની ફરજ, પુત્ર અને પુત્રી તરફની ફરજ, ભાઈ બહેન તરફની ફરજ, પતિ પત્ની તરફની ફરજ, મિત્ર તરફની ફરજ, ધર્મ તરફની ફરજ, શેઠ અને નોકર તરફની ફરજ, સગાવહાલાં તરફની ફરજ, જ્ઞાતિ તરફની ફરજ, ગામ અને દેશ તરફની ફરજ, ગુરૂ અને વૃદ્ધ તરફની ફરજ, અને દુનિયાના દરેક પ્રાણી તરફની ફરજો વગેરે. હવે આ ઉપરથી જણાય છે કે—આપણામાંના ઘણા થોડાજ બધી જાતની ફરજો બજાવવા ભાગ્યશાળી થાય છે, માટે યાદ રાખવું કે જો આપણે સત્સંગ રાખશું, તો આપણી ફરજો શું છે તે જાણવાને અને તે પ્રમાણે વર્તન કરવાને આપણને ઘણી મુશ્કેલી લાગશે નહીં; માટે ભાઇઓ ! તમારી બનતી કોશિષે કુસંગનો ત્યાગ કરી સત્સંગ કરો અને તમારી જીંદગીની ખરી ફરજો બજાવી તમારી જીંદગી સુધારી સુખી થાઓ. હવે આપણી ફરજો કેવા પ્રકારની છે અને તે કેવી રીતે બજાવવાની છે, તે તપાસીએ.

## માબાપ તરફની ફરજ.

આપણને જન્મ આપનારા અને આપણને પાળીપોષી ભણાવી ગણાવી સારી પંક્તિમાં મૂકનાર તથા પોતાનો કીંમતી વારસો આપનાર માબાપોને આપણે દેવ સમાન ગણી તેમની સેવા કરવી જોઇએ. તેમને વડિલ તરીકે ગણી તેમના તરફ પૂજ્યભાવ રાખી તેમના દરેક ફરમાન પ્રમાણે આપણે ચાલવું જોઇએ અને માન આપવું જોઇએ. તેઓ આપણને જે કામ કરવા મના કરે, તે આપણા અહિતનું છે એવું સમજી તેનો આપણે ત્યાગ કરવો જોઇએ. કદાચ માબાપ આપણાથી ઓછાં કેળવાયલાં હોય, તો પણ તેઓ તરફ તિરસ્કાર અને ગુસ્સો નહીં બતાવતાં તેમનું મન પ્રસન્ન રહે, તેમ આપણે કામ કરવું જોઇએ. કેટલીકવાર માબાપનું બતાવેલું કામ કરવાને આપણને ગમતું નથી અને ગુસ્સો લાગે છે; પણ યાદ રાખવું કે તેઓ આપણા ફાયદાનું હશે તેજ આપણને કહેશે અને વળી આપણું હિત કાયમને માટે તેમની હૈયાતી તપાસ્યા કરશે. તેમની હૈયાતી પછી "મારો દીકરો"..."મારી દીકરી"...કરી પ્રેમથી બીનસ્વાર્થે આપણને કોઇ બોલાવનાર નથી. આ દુનિયા તદ્દન સ્વાર્થી છે. તેમાં ફક્ત માબાપનો સંતતિ તરફનો પ્રેમજ બીનસ્વાર્થી છે એ ખાત્રીથી માનજો. આજ કાલ કેટલાક છોકરાઓ પરણ્યા પછી બાઇડીની શીખવણીથી માબાપ તરફ અણગમો બતાવી તેમને ધિક્કારે છે, તેમની સામે બોલી તેમને ગાળો આપી અપમાન કરે છે અને કેટલીક વખત મારે પણ છે. અને તેમને ગુલામ જેવા ગણી તેમની પાસે ન કરાવવાનાં કામો પણ કરાવે છે, એ ખરેખર આવા છોકરાઓને શરમ ભરેલું છે એમાં જરા પણ શક નથી. એવા છોકરાઓને યાદ રાખવાનું છે કે તેઓ

તેમના માબાપોને જે દુઃખ આપે છે, તે પરમેશ્વર કદિ સાંખનાર નથી, અને તેમના દુષ્ટ કર્મ માટે તેમને કુદરત તરફથી શિક્ષા થયા વગર રહેનાર નથી એ ખાત્રીથી માનજો. એક વિદ્વાન કવિએ કહ્યું છે કે "બાળ્યાં એવા બળજો અને ઠાર્યા એવા ઠરજો." એટલે કે માબાપ તરફ જુલમ ગુજારનાર સંતતિઓ માટે ભલાં માબાપોનું હૃદય અંદરથી અવાજ કરે છે કે અમને સંતાપો છો, તેમ તમને તમારી સંતતિ પણ સંતાપે, અને આજ્ઞા પાળનારી સંતતિ માટે તેમનું હૃદય અવાજ કરે છે કે તમે અમને જેમ ઠારો છો એટલે શાંતિ આપો છો, તે પ્રમાણે તમારી સંતતિ પણ તમને સંતોષ આપવાવાળી થાય એવો અમારો તમને આશીર્વાદ છે. આવો શુભ આશીર્વાદ માબાપ તરફથી મેળવવો, એજ આપણું અહોભાગ્ય સમજવું. જેઓ માબાપનો શુભ આશીર્વાદ મેળવી શકતા નથી, તેઓ ખરેખર આ દુનિયામાં કમનસીબજ છે એમ જાણજો. આપણા છોકરાંઓને ઉછેરતાં આપણને જેવી મહેનત પડે છે, તેવીજ મહેનત આપણા માબાપોને આપણને ઉછેરતાં પડી હશે તે મહેનતનો તેમનો ઉપકાર આપણે ભૂલી જવો જોઇતો નથી. તેમને વૃદ્ધાવસ્થામાં દુઃખ દેવું, અને તેમનો ત્યાગ કરી જુદા રહેવું અને મિષ્ટાનના ભોજન રોજ જમવાં અને પોતાના વૃદ્ધ માબાપોને ખાવાના પણ ફાંફાં હોય તેની દરકાર પણ કરવી નહીં, એ કાંઇ આવી નગુણી સંતતિ માટે ઓછું શરમ ભરેલું નથી. ભાઇઓ ! યાદ રાખજો કે આવી સંતતિ ભવિષ્યમાં કદિ સુખી થનાર નથી. સાવકી માતા તરફ કેટલાક દ્વેષભાવ રાખે છે, એ પણ નીતિ વિરૂદ્ધ છે એમ સમજવું. આ દુનિયામાં જન્મ આપનાર, જનોઇ આપનાર, ભયથી બચાવનાર, આપણને આજીવિકા આપનાર અને વિદ્યા ભણાવનાર મળી પાંચ જણ બાપ સમાન ગણાય છે.

અને રાજાની પત્ની, ગુરૂપત્ની, પોતાની માતા, મિત્ર પત્ની અને સાસુ એ પાંચ જણ માત સમાન ગણાય છે. કેટલાક છોકરાઓ માબાપની માંદગી વખતે તેમની સેવા ચાકરી બરાબર કરતા નથી. અને દયાહીન બની બેદરકારીમાં ફરે છે, એ પણ આવા છોકરાઓને ઘણું શરમભરેલું છે. ટુંકમાં આપણા માબાપોનું મન કોઇ પણ રીતે દુઃખાય તેવું એક પણ કામ આપણે બનતાં સુધી કરવું નહીં એજ આપણી તેમની તરફની ફરજ છે. અને તે ફરજ પ્રમાણે આપણે ચાલશું તો આપણે ખરેખર સુખી થઇશું એમાં જરા પણ શક નથી.

## પુત્ર પુત્રી તરફની ફરજ.

ઇશ્વર ઇચ્છાથી આપણને પ્રાપ્ત થયેલી સંતતિને સારા રીતે ઉછેરી તેમનું રક્ષણ કરવું અને તેમને ભણાવી ગણાવી, સારી નીતિની કેળવણી આપી અને સત્સંગમાં રાખી તેમની ભવિષ્યની જીંદગી સુખમાં જાય તેમ કરવું એ આપણી તેમના તરફની ખરેખરી ફરજ છે. જે માબાપો પોતાનાં છોકરાંઓને ભણાવતાં નથી, તેઓ તેમનાં માબાપોને બદલે તેમનાં દુશ્મન ગણાય છે. કેટલીક વખત શ્રીમંતોના છોકરાઓને માબાપ તરફથી નાનપણમાં સારી કેળવણી મળતી નથી; તેથી જ્યારે તેમને મોટા વારસાનો વહિવટ કરવા સમય આવે છે, ત્યારે પોત અભણ હોવાથી પોતાના મુનીમો વગેરે માણસો ઉપર વિશ્વાસ રાખી કામ લેવું પડે છે. કેટલીક વખત આવા વિશ્વાસુ મુનીમો અપ્રમાણિક બની પોતાના ભોળા અભણ શેઠને મોટી નુકશાનીમાં ઉતારી દે છે. તે વખતે આવા શેઠીઆઓ પોતાના માબાપને તેમને નાનપણમાં પૂરતી કેળવણી નહીં આપવા માટે શ્રાપ આપે છે. છોકરીઓને ઘર સંસારની કેળવણી જેવી કે રાંધવાની,

સીવવાની, ગુંથવાની, ભરવાની અને એ સિવાય તમામ ઘરને લગતાં કામકાજની કેળવણી માબાપે આપવાની જરૂર છે; કારણ કે દૈવયોગે કદાચ આવી શ્રીમંતાઈમાં ઉછરેલી પુત્રીઓને શ્રીમાન ભરથાર ન મળે તો તેમને બહુ દુઃખી થવું પડે નહીં. કેટલાક શ્રીમંત માબાપો નાનપણમાં છોકરીઓને બહુ છૂટ આપી લાડ લડાવે છે, પણ તેનું પરિણામ સારૂં આવતું નથી. છોકરાંઓ અજ્ઞાનતાને લીધે માબાપને માન આપે નહીં અને તેમની સામા થાય, પણ માબાપે હમેશાં બનતાં સુધી તેમના તરફ દયા રાખવી જોઇએ. સમજુ માબાપે પોતાની પુત્રીને યોગ્ય ભરથાર સાથે યોગ્ય ઉમરમાં પરણાવવી, અને પૈસાની લાલચે અયોગ્ય ભરથારને પરણાવી કન્યાવિક્રયનું પાપીષ્ટ કામ કદિ કરવું નહી, કારણ કે કન્યાવિક્રય કરનારા માબાપો આ દુનિયામાં કદિ સુખી થતા નથી, એ ખાત્રીથી માનજો. સમજુ માબાપે બાળલગ્ન કરી પોતાના છોકરાંઓની તનદુરસ્તી બગાડવી નહીં જોઇએ. ગરીબ સમજુ બાપોએ પોતાના છોકરાંઓને કેળવણી આપવા શક્તિ ન હોય, તો બીજાની મદદ લઇને પણ પોતાનાં છોકરાંઓને ભણાવવા. સાવકી મા આગલી શોકનાં છોકરાંઓને દુઃખ ન દે તેનું સમજુ બાપે ખાસ ધ્યાન રાખવું. આ પ્રમાણે દરેક બાપે આ દુનિયામાં પોતાના છોકરાંઓ તરફ પોતાની ફરજ બજાવવાની છે. જે માબાપો ઉપર પ્રમાણે પોતાની ફરજ બજાવશે તેઓ ખરેખર સુખી થશે, એમાં જરા પણ શક નથી.

## ભાઈ બહેન તરફની ફરજ.

સાવકા ભાઈ બહેનોમાં કુસંપ હોય એ સ્વભાવિક છે, પણ એકજ માબાપને પેટે જન્મેલા ભાઇબહેનોમાં આજકાલ કુસંપ જો-

વામાં આવે છે એ ખરેખર અજાયબ જેવું છે. આપણા ભાઇબહેનો સાથે આપણે હેતથી વર્તવું જોઇએ અને તેમના સુખ દુઃખમાં ભાગ લઇ તેમને મદદ કરવી જોઇએ. કેટલાક શ્રીમંતો પોતાની ગરીબ બહેન અગર ગરીબ ભાઇની દરકાર કરતા નથી. અને પોતે પોતાના બાઇડી છોકરાંઓ સાથે મોજ કરે છે અને પોતાનો ગરીબ ભાઇ વીસીમાં અગર માગીને ખાય છે અને ગરીબ બહેન દરણાં દળી મુશ્કેલીથી પોતાના છોકરાંઓનું પોષણ કરે છે એનો જરા પણ ખ્યાલ કરતા નથી, એ ખરેખર આવા નિર્દય શ્રીમંત ભાઇબહેનોને શરમ ભરેલું છે. આવા નિર્દય શ્રીમંતોએ સમજવાનું છે કે તેમની શ્રીમંતાઈ વીજળીના ચમકારા જેવી છે અને જ્યારે તેમની શ્રીમંતાઇમાં તેઓ પોતાના ગરીબ ભાઇબહેનને થોડી પણ મદદ આપતા નથી અને બીજા દુરાચારમાં સેંકડો રૂપીઆ ટુંક વખતમાં ખરચે છે એ કાંઇ આવા શ્રીમંતોને માટે ઓછું દીલગીરી ભરેલું નથી. માબાપની હૈયાતી પછી મોટા ભાઇને બાપ સમાન અને મોટી બેહેનને મા સમાન નાના ભાઇબહેનોએ ગણવા જોઇએ. અને તેમને વડિલ તરીકેનું સર્વે માન આપવું જોઇએ મોટા ભાઇ તથા મોટી બેહેને પોતાના નાના ભાઇ બહેનોને પોતાના છોકરાં માફક ગણી તેમની સંભાળ રાખી માબાપ તરીકેની તેમની દરેક ફરજ બજાવવી જોઇએ. વડિલ ભાઇ તરફ ભક્તિભાવ રાખવા માટે રામાયણમાં ભરતજી અને લક્ષ્મણજીના દાખલા મનન કરવા લાયક છે. જ્યારે લક્ષ્મણજી ઇંદ્રજીતનાં બાણથી બેશુદ્ધ થઇ જમીન ઉપર પડી ગયા, ત્યારે શ્રીરામચંદ્રજીએ વિલાપ કરતાં કરતાં કહ્યું હતું કે "આ દુનિયામાં દરેક ચીજ દ્રવ્ય ખરચવાથી મળી શકે છે, પણ સહોદર ( એકજ માના પેટમાં પાકેલો ) ભાઇ કયાંઇ મળતો નથી." આવો નિર્મળ પ્રેમ જે ભાઇઓ એક

બીજા તરફ રાખે છે તેઓને ધન્ય છે. આપણે આપણા ભાઇબહેનો તરફ હેતની લાગણીથી વર્તવું જોઇએ, એટલુંજ નહીં પણ તેમનાં છોકરાંઓ તરફ પણ આપણા પોતાનાં છોકરાંઓની માફક પ્યાર બતાવવાની જરૂર છે. ભાઇનું હેત બહેન માટે સ્વભાવિક રીતે થોડુંજ હોય છે પણ બહેનનું હેત તેનાં પ્રમાણમાં વિશેષ હોય છે. કેટલાક ભાઇ બહેનો એક બીજા તરફ અપશબ્દ વાપરે છે અને માંહોમાંહે લડી એક બીજાને મારે છે અને એક બીજા તરફ દ્વેષ બતાવે છે તેમણે તેમ નહી કરતાં એક બીજા સાથે સંપથી રહેવું જોઇએ. જે કુટુંબમાં ભાઇ બહેનો સંપમાં રહે છે, તેઓની કીર્તિ, લક્ષ્મી અને આબાદી દીનપરદીન વધતી જાય છે એમાં જરા પણ શક નથી. વળી સંપમાં રહેનાર ભાઇઓ ગમે તેવું મહાનકાર્ય પણ સહેલાઇથી કરી શકે છે. કેટલાક મૂર્ખ ભાઇબહેનો એક બીજા તરફ દ્વેષ બતાવી ઘરની ખાનગી વાત પરાયા લોક પાસે કહી ઘરનું પોકળ ઉઘાડું પાડે છે અને પોતે હુશીઆરી કરે છે એમ સમજે છે, પણ આવા અજ્ઞાન ભાઇ બહેનોએ સમજવાનું છે કે આવી મૂર્ખાઇથી તેમની પોતાનીજ પડતી થશે અને તેમના દુસ્મનો જીતશે અને તેમની ચડતીમાં કદાચ બહારના લોકો સામેલ થઇ મોજ ભોગવશે, પણ પડતી વખતે તમારા ભાઇબહેનો હશે તેજ તમને મદદગાર થઇ પડશે એ ખાત્રીથી માનજો. જેઓ ઉપર પ્રમાણે પોતાની ફરજ બજાવશે તેઓ ખરે-ખર સુખી થશે.

## પતિ અને પત્ની.

સ્ત્રીએ પોતાનો પતિ નિર્ધન, રોગી, દુરાચારી વગેરે ખરાબ લક્ષણવાળો હોય, તોપણ તેને દેવ સમાન ગણી તેની સેવ કરી

અને તેના સુખ દુઃખમાં ભાગ લઇ પતિવ્રત પાળવું જોઇએ. અને પતિએ પોતાની પરણેલી સ્ત્રીનું પોષણ કરી તે બનતાં સુધી દુઃખી થાય નહીં તેનું ધ્યાન રાખી એક પત્નીવ્રત પાળવું જોઇએ. આજ-કાલ કેટલીક સ્ત્રીઓ પતિવ્રત પાળતી નથી અને કેટલાક પુરૂષો એક પત્નીવ્રત પાળતા નથી. તેઓ પોતાની ફરજથી ભ્રષ્ટ થાય છે અને અનેક પ્રકારના દરદોથી પીડાઈ અને અનેક જાતની વ્યાધિઓના ભોગ થઇ દુઃખી થયા વગર રહેતા નથી. કેટલાક અજ્ઞાન પતિઓ એક પરણેલી સ્ત્રીથી સંતોષ નહીં માનતાં બે ત્રણ સ્ત્રીઓ પરણે છે, પણ તેનું પરિણામ શુભ આવેલું જણાતું નથી. કેટલીક સ્ત્રીઓ ધણીના હુકમ વગર વ્રત, અપવાસ, પુણ્યદાન, તિર્થયાત્રા વગેરે સુકૃત કરે છે અને કેટલીક સ્ત્રીઓ પોતાના પીયરના પૈસાના જોરની પોતાના ધણીને દબામણી કરે છે, પણ આવી મદાંધ સ્ત્રીઓએ યાદ રાખવાનું છે કે તેઓના પતિની આજ્ઞા વગર કરેલાં સુકૃતનું ફળ તેમને બીલકુલ મળતું નથી. કેટલાક મૂર્ખ લોકો પોતાની ગરીબ પરણેલી પત્નીને દુઃખ દે છે, મારે છે. તેણીના અંગ ઉપરથી દાગીના વગેરે જબરાઇથી કાઢી લે છે અને તેનો દુરાચારમાં ઉપયોગ કરે છે, તેઓ આખરે દુઃખી થયા વગર રહેતા નથી. નીતિશાસ્ત્ર પ્રમાણે સ્ત્રીઓએ પોતાના ધણીના તાબામાં રહેવું જોઇએ. ધણીની હૈયાતી પછી પોતાના વડિલ પુત્રની સલાહ લઈ દરેક કામ કરવું જોઇએ, અને પુત્ર નહીં હોય તો પોતાના કુટુંબના કોઈ વૃદ્ધ અને અનુભવીની સલાહથી દરેક કામ કરવું જોઇએ, પણ સ્વતંત્રપણાથી અને ઉદ્ધતાઇથી એક પણ કામ કરવું નહીં. કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ એક બીજાની દેખાદેખાથી પોતાના નિર્ધન ધણીને કીંમતી દાગીના અને લૂગડાં માટે સતાવે છે અને પોતાના ધણીની આવક અને ખર્ચ શું

છે તેનો બીલકુલ વિચાર કરતી નથી, એ પણ આવી સ્ત્રીઓને માટે શરમ ભરેલું છે. કેટલીક સ્ત્રીઓ એમ સમજે છે કે અમારો પતિ દુરાચારી છે, તો અમારે શાને માટે પતિવ્રત પાળવું ? અને કેટલાક પુરૂષો એમ કહે છે કે અમારી પત્ની કુચાલની છે, તો અમારે એક પત્નીવ્રત શું કામ પાળવું ? આના જવાબમાં કહી શકાશે કે એમાંથી એક જણે સમજુ બની પોતાની ફરજ બજાવવી કે જેથી કરીને બીજાને કુદરતી રીતે થોડા દિવસમાં પોતાની કુચાલ માટે શરમાવું પડશે. કેટલાક મૂર્ખ પુરૂષો પોતાને રંભા જેવી ખુબસૂરત પત્નીઓ હોવા છતાં પ્રપંચી વેશ્યાઓના પ્યારમાં લુબ્ધ થઈ ખુવાર થાય છે, એ ખરેખર દીલગીરી ભરેલું છે. આ દુનિયામાં પરમેશ્વરે પતિ પત્નીનું જોડું પ્રજા ઉત્પન્ન કરવા માટે અને અનેક પ્રકારની દુનિયાની ફરજો બજાવવા માટે બનાવેલું છે, નહીં કે દુનિયાની પોતાની ખરી ફર જોમાથી ભ્રષ્ટ થવા માટે કેટલાક સ્ત્રી પુરૂષનાં જોડાંઓ એક બી જાથી સંતોષ નહીં પામતાં દુરાચારમાં પડી પોતાની ફરજથી ભ્રષ્ટ થાય છે. તેઓ ખરેખર દુઃખી થયા વગર રહેતા નથી. એક વિદ્વાને કહ્યું છે કે દરેક પુરૂષે પોતાની પત્ની સિવાય દુનિયાની દરેક સ્ત્રીને પોતાની મા, અને બેન પ્રમાણે ગણવી જોઇએ, અને દરેક સ્ત્રીએ પોતાના પતિ સિવાય દરેક પુરૂષને પોતાના ભાઇ અને બાપ સમાન ગણવા જોઇએ. જો દરેક સ્ત્રી પુરૂષ આ વિદ્વાનની શીખામણ પ્રમાણે વર્તે, તો તેઓ ખરેખર સુખી થયા વગર રહે નહીં એ તમે નક્કી માનજો. આજકાલ કેટલાક સ્ત્રીપુરૂષો એક બીજાનાં સુખદુઃખમાં ભાગ લેતા નથી અને અભિમાનથી સ્વતંત્રપણે વર્તે છે, તેઓ દુઃખી થયા વગર રહેતા નથી, એ ખાત્રીથી માનજો. દરેક સ્ત્રીપુરૂષે પોનાથી શ્રીમાનનો વાદ નહીં કરતાં પોતાની જે સ્થિતિ હોય તેમાં નીતિથી

ચાલી સંતોષ માનવો, એ તેમને માટે સુખી થવાનો રસ્તો છે. કેટલીક સ્ત્રીઓ પોતાના ધણી પાસે પૈસો હોય છે અને તેઓ તેમને ઉત્તમ દાગીનાં લૂગડાં વગેરે પુરાં પાડે છે, ત્યાં સુધી તેઓ ઉપર પ્રેમ રાખે છે અને જ્યારે પોતાનો ધણી નિર્ધન થઈ જાય છે, ત્યારે તેનો ભાવ પણ પૂછતી નથી અને તેને ઉલટો સતાવે છે તેઓ ખરેખર હલકા કુળની સ્ત્રીઓ સમજવી. ધણીની આબાદી ભરેલી સ્થિતિમાં તો સ્ત્રીઓ તેમના તાબામાં રહે અને તેને માન આપે, પણ જે સ્ત્રીઓ ધણીની નિર્ધન સ્થિતિમાં તેના તાબામાં રહી તેને માન આપે અને તેની સેવા ચાકરી કરે તેઓજ સજાત સ્ત્રીઓ ગણાય છે. કેટલાક પુરૂષો પોતે મતલબી બની ઘણી જાતનાં સુખો ભોગવે છે અને પોતાની પત્નીઓ ગમે તેવી દુઃખી થાય તેની જરા પણ દરકાર કરતા નથી અને કેટલીક સ્ત્રીઓ પણ એજ પ્રમાણે વર્તે છે, એ તેમને માટે દુઃખી થવાનો રસ્તો છે. દરેક પત્નીએ એક બીજાનાં સુખ દુઃખમાં ભાગ લઇ દરેક કામ કરવું જોઇએ. જે પતિ વગર વાંકે સ્ત્રીઓને દુઃખ દે છે અને રડાવે છે, તેની લક્ષ્મીનો નાશ થાય છે અને જે પતિ પત્ની સલાહ સંપથી આનંદમાં રહે છે; તેઓ શ્રીમાન થઇ દરેક જાતનાં સુખો ભોગવે છે એમાં જરા પણ શક નથી. કેટલીક સ્ત્રીઓ મદાંધ અને ક્રોધી બની ધણીના દરેક હુકમનો અનાદર કરે છે અને તેને દરેક રીતે હેરાન કરી કંટાળો આપે છે, પણ આવી સ્ત્રીઓ આખરે દુઃખી થયા વગર રહેતી નથી. જે પતિપત્નીઓ ઉપર પ્રમાણેની એક બીજા તરફની પોતાની દરેક ફરજ બજાવશે, તેઓ ખરેખર સુખી થશે.

## મિત્ર તરફની ફરજ શી છે?

**परोक्षे कार्यहंतारं प्रत्यक्षे प्रियवादिनः**
**वर्जये तादृशंमित्रं विषकुंभो पयोमुखं**

આપણે મિત્રતા એવાની સાથે કરવી કે જે હમેશાં નભી શકે. કેટલાક સજ્જનોની મિત્રતા શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિનપરદિન વધતી જાય છે અને કેટલાક દુર્જનની મિત્રતા કૃષ્ણપક્ષના ચંદ્રની પેઠે દિન-પરદિન ઘટતી જાય છે. કેટલાક સ્વાર્થી મિત્રો આપણને ભલું લગાડવા આપણી રૂબરૂમાં સારૂં બોલે છે, પણ પાછળથી અને અંતઃકરણથી આપણું બુરૂં ઇચ્છે છે, તેઓને આપણા મિત્રને બદલે દુશ્મનો ગણવા વધુ ઠીક થઈ પડશે. કેટલાક ભલા મિત્રો આપણને ખુશી કરવા બોલતા નથી. અને ખરી વખતે કામ કરી બતાવી પોતાની ફરજ બજાવે છે. આજકાલ જાહોજલાલીમાં ભાગ લેવાવાળા ઘણા મિત્રો મળે છે, પણ આફત વખતે ભાગ લેવાવાળા તો કોઇકજ મળે છે. સારા મિત્રની સોબતથી આપણી જીંદગી સુધરી જાય છે અને ખરાબ મિત્રની સોબતથી આપણું જીવન ટુંક વખતમાં દુઃખદાયક બને છે એમાં જરા પણ શક નથી, માટે સમજુ માણસે મિત્રતા કરવી તો પોતાથી અધિક વિદ્વાન સાથે અને વળી પ્રમાણિક ભલા માણસ સાથે કરવી કે જેથી કરીને તેને લાભ થાય. હમેશાં યાદ રાખવું કે મૂર્ખ સાથે કદી મિત્રતા કરવી નહીં, જેમકે “ડાહ્યો દુશ્મન સારો પણ મૂર્ખ મિત્ર સારો નહીં”! મિત્રતાના સંબંધમાં નાત, જાત, વય વગેરે જોવાતું નથી. મિત્રની ગેરહાજરીમાં મિત્ર પત્ની સાથે બહુ બોલવાનો વહેવાર રાખવો નહીં, એ મિત્રતા કાયમ ટકાવી રાખવાનો એક રસ્તો છે. સારા માણસે મિત્રનાં બાયડી છોકરાં કુટુંબીઓ તરફ તેઓ તેના પોતાનાજ છે એવું સમજી હેતથી વર્તવું જોઇએ. કદાચ કોઇવાર મિત્રતા તુટે તો પણ તે વખતે એક બીજાનું બુરૂં બોલી નિંદા કરવી એ સારા મિત્રની નિશાની નથી. કેટલાકો સ્વાર્થવૃત્તિથી શ્રીમંતોની દોસ્તી કરે છે, પણ આવા સ્વાર્થી મિત્રોને કુદરત

તેમનાં કુકર્મ માટે શિક્ષા કર્યા વગર રહેતી નથી એ ખાત્રીથી માનજો. મિત્ર સાથે લાંબો પરિચય થયા વગર અને તેના સદ્‌ગુણો જાણ્યા વગર આપણી ખાનગી વાતો તેને કદી ડાહ્યા માણસે કરવી નહીં. અને જેઓ ભોળાઇમાં રહી તેમ કરે છે, તેનું પરિણામ શુભ આવતું નથી. કેટલાક ભલા માણસો તેઓના મિત્રની હૈયાતી પછી તેના બાઇડી છોકરાં જો દુખી હોય છે તો તેમને તેઓનાથી બનતી મદદ કરે છે, માટે શાણા મનુષ્યે સજ્જનની સાથે મિત્રતાનો સંબંધ દિનપરદિન વધારતા જવો અને દુર્જન સાથે ભૂલથી મિત્રતાનો સંબંધ થયો હોય, તો તે ધીમે ધીમે ઓછો કરવો. ઉપર લખ્યા પ્રમાણે જેઓ મિત્ર તરીકેની ફરજ બજાવે છે તેઓ સુખી થાય છે એમાં જરા પણ શક નથી.

સંસાર વ્યવહારમાં સુખી થવા માટે શાણા મનુષ્યોએ કુટુંબ અને સગાવહાલાં તરફની ફરજો ભૂલી જવી જોઇતી નથી. જેમ પાંચ આંગળીએ પોંચો સારો લાગે છે તેમજ દરેક સારા અગર માઠા પ્રસંગે કુટુંબ અને સગાંવ્હાલાં સાથે મળીને કરેલાં કામમાં યશ અને સુખ મળે છે. જે કુટુંબમાં આપણો જન્મ થયો હોય, તે કુટુંબની આબાદી થાય તેને માટે બનતો પ્રયત્ન કરવો એ આપણી પહેલી ફરજ છે. ઇશ્વર કૃપાથી આપણી સ્થિતિ સારી હોય અને આપણા હાથમાં ધંધાની સારી 'લાઇન' હોય તો આપણા કુટુંબીને અને સગાંવ્હાલાંને તે ધંધાને અંગે નોકરીએ વળગાડી તેમની લાયકાત પ્રમાણે તેમની કદર આપણે કરવાની જરૂર છે. જેઓ "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને પાડોસીને આટો"ની કહેવત પ્રમાણે પારકાને મદદ કરે છે અને કુટુંબીને અને સગાને તેઓ લાયક હોવા

છતાં મદદ આપતા નથી, તેઓ પોતાની ફરજ બરાબર બજાવતા નથી, એમ કહેવામાં જરા પણ ખોટું નથી. આપણી જીંદગી, આપણા વૈભવો, અને આપણો અમલ એટલે કે સારો ઓદ્ધો અથવા સારો ધંધો એ સર્વેની હૈયાતી વીજળીના ચમકારા જેવી છે, કારણ કે તે દરમ્યાનમાં આપણાથી જે સારૂં કાર્ય થયું અને જે કીર્તિ મેળવી તેજ આપણા છે એમ સમજવું. ડાહ્યો મનુષ્ય પોતાનો ચડતો દીવસ સમજી પોતાનાં કુટુંબોને અને સગાંને પોતાથી બનતી મદદ આપે છે, પણ મદાંધ અને મૂર્ખ મનુષ્યને આવું પરોપકારી કામ કરવા તેની ચડતી દશામાં સુઝતું નથી. આપણા કુટુંબી અને સગાંને મદદ આપવા પછી જો આપણી પાસે વધુ દ્રવ્ય હોય તો પછી આપણો હાથ બીજી સખાવત તરફ લંબાવવો. કેટલીકવાર કુટુંબી અને સગાંઓ વિશ્વાસઘાતી નિવડે છે, તો તેવાઓની સાથે બીજી વખતે કામ પાડવું નહીં તેનું ધ્યાન રાખવું. કુટુંબી અને સગાંની સાથે હમેશાં આપણે હળીમળીને સંપથી ચાલવું જોઇએ, અને એક બીજાનાં સુખદુઃખમાં ભાગ લેવો જોઇએ. કેટલાકો કુટુંબમાં અને સગામાં વેર કરી મૂકે છે અને પછી સારે અગર માઠે પ્રસંગે એક બીજાનું વાંકું બોલી એક બીજાને નિંદે છે, એ ખરેખર દીલગરી ભરેલું છે. જેમ દસ લાકડીનો ભારો એકાએક તુટી શકતો નથી તેમજ કુટુંબ અને સગાં સાથે મળી કરેલાં કામમાં બનતાં સુધી વિઘ્ન આવતું નથી. પોતાના કુટુંબમાં કેળવણીનો ફેલાવો થાય અને દરેક રીતે જેમ આપણું કુટુંબ અને આપણા સગાંઓ સુખી થાય તેમ કરવું એ શ્રીમંતોની ફરજ છે. જો તમે તમારા કુટુંબ અને સગાવ્હાલાંને ચાહશો, તો તેઓ પણ તમને ચાહ્યા વગર રહેશે નહીં એ ખાત્રીથી માનજો. તમારા કુટુંબમાં કોઇ શ્રીમંત અને સુખી હોય તો તેની ઈર્ષા નહીં

કરતાં તે વધુ સુખી અને ધનવાન થાય એમ અંતઃકરણથી ઈચ્છવું એ તમારે માટે સુખી થવાનો રસ્તો છે, કારણ કહેવત છે કે "જેમ તમે બીજાનું ઈચ્છશો, તેમ પરમેશ્વર તમારૂં કરશે." કેટલાકો પોતાના શ્રીમાન અને સુખી કુટુંબી અને સગાનું સુખ તથા જાહોજલાલી જોઈ શકતા નથી અને તેને લીધે તેમના તરફ છૂપી રીતે દ્વેષ બતાવે છે અને તે નુકશાનીમાં ઉતરી કેમ દુઃખી થાય એવા રસ્તાઓ શોધે છે. તેઓ ખરેખર ધિક્કારને પાત્ર છે, એમાં જરા શક નથી. આવા વિઘ્ન સંતોષીઓ આ દુનિયામાં કદિ સુખી થનાર નથી એ ખાત્રીથી માનજો; માટે ભાઇઓ ! તમારા દુઃખી અને લાચાર કુટુંબી અને સગાંને મદદ આપવી એ તમારી સૌથી અગત્યની ફરજ છે. ઈશ્વરે તમને શ્રીમાન બનાવ્યા, તો તમારે તેમને ભુલી જવા જોઇતા નથી. બધા દિવસો કોઇના સરખા જતા નથી. આજે તમારી પાસે તમારો નિર્ધન અને દુઃખી સગો મદદ માગવા આવે છે અને ભવિષ્યમાં આપણી સ્થિતિ એવી નહીં થાય તેને માટે તમારી પાસે શું પુરાવો છે ? માટે ધનવાન સ્થિતિમાં ગર્વિષ્ટ નહીં બનતાં કોઈ પણ ગરીબ અને દુઃખીને તમારાથી બનતી મદદ આપજો. જેઓ ઉપર પ્રમાણે પોતાની કુટુંબ અને સગાંવ્હાલાં તરફની ફરજો બજાવે છે તેઓ ખરેખર સુખી થાય છે એમાં જરા પણ શક નથી.

## શેઠ અને નોકર.

દરેક શેઠે પોતાના નોકરોને પોતાના છોકરાં પ્રમાણે ગણી તેઓ સુખી રહે એમ ઈચ્છવું જોઇએ, અને દરેક નોકરે પોતાના શેઠીઆઓને પોતાના માબાપ સમાન ગણી તેમના દરેક હુકમને તાબે થઇ તેઓ ખુશી રહે તેમ કરવું જોઇએ. જે શેઠીઆઓ પોતાના

નોકરો તરફ ઘાતકી રીતે વર્તે છે અને તેઓના દુઃખની દરકાર ન કરતાં પોતાના સ્વાર્થથી તેમની પાસે પોતાનું કામ કરાવવાનીજ ધારણા રાખે છે, તેઓ આખરે કદિ સુખી થતા નથી. વળી જે નોકરો ધણીનું 'નીમક' ખાઈ તેનું ભલું ઇચ્છતા નથી અને પોતાનું દનીયું (દીવસનો પગાર) ભરાયું એટલે બસ, એવી ઇચ્છા રાખે છે અને પોતાના શેઠને ખોટી રીતે ભલું મનાવી તેઓની ખોટી ખુશામત કરે છે, તેઓ આખરે દુઃખી થયા વગર રહેતા નથી એ ખાત્રીથી માનજો. અન્નદાન આપનાર માબાપ ગણાય છે, તો જે શેઠ આપણને અને આપણા કુટુંબને પગારથી અન્ન પૂરૂં પાડે છે, તેનું જો આપણે બુરૂં ઇચ્છીએ, તો આપણું ભલું પરમેશ્વર કદિ કરનાર નથી. નિમકહલાલ નોકર ભવિષ્યમાં ઘણું સુખ મેળવી મોટે દરજ્જે ચડે છે અને નિમકહરામ નોકર શરૂઆતમાં થોડો સુખી થઇ આખરે દુઃખદાયક રીતે મોતને શરણ થાય છે; એમાં જરા પણ શક નથી કુતરા જેવું પ્રાણી જે ધણીનો રોટલાનો ટુકડો ખાય છે તેના તરફ નિમકહલાલપણું બતાવે છે અને મનુષ્ય જેવું બુદ્ધિવાળું પ્રાણી પોતાના અન્નદાતાર તરફ બેવફાઈ બતાવે તો એ કેટલું શરમ ભરેલું ગણાય. એનો વિચાર વાંચનાર પોતેજ કરશે તો ઠીક થશે, એમ હું ધારૂં છું. ભલા શેઠે પણ પોતાના નોકરનું કુટુંબ સાથે પોષણ થાય તેટલો પગાર તેની યોગ્યતા હોય તો તેને આપવો જોઇએ, કારણ કે નોકર કદાચ શરૂઆતમાં પ્રમાણિક હોય પણ પેટ પુરતો પગાર નમળવાથી પાછળથી તેને અપ્રમાણિક થવું પડે એમાં જરા પણ શક નથી વળી શેઠ પેટપુરતો પગાર આપે, છતાં જેઓ અપ્રમાણિક થાય છે અને હરામનાં હાડકાં કરી ધણીનું કામ તનમનથી કરતાં નથી તેઓ ખરેખર ઇશ્વરના ગુનેહગાર બની દુઃખી થાય છે. ભલા, મહેનતુ અને

પ્રમાણિક નોકરની કદર કરવી એ શેઠનું કામ છે અને પોતાના શેઠની પ્રમાણિકપણે તનમનથી નોકરી કરી તેનું દિલ જીતી લઇ તેને સંતોષ આપવો એ ભલા નોકરનું કામ છે. તમે અગાઉના ઇતિહાસો અને હાલના બનાવો તપાસશો તો તમને જણાશે કે પ્રમાણિક નોકરીની કદર વહેલે યા મોડે પણ થયા વગર રહેતી નથી, અને જ્યારે કદર થાય છે ત્યારે તેમના પ્રમાણિકપણાનો બદલો એક સાથે 'લાટ'માં તેમને મળે છે એમાં જરા પણ શક નથી. નોકરે પોતાની શેઠાણીને મા પ્રમાણે અને શેઠની દીકરીઓને પોતાની બેન પ્રમાણે ગણવી જોઇએ અને શેઠે પણ પોતાના નોકરની સ્ત્રી અને દીકરીઓને પોતાની બેન અને દીકરીઓ પ્રમાણે ગણવી જોઇએ. જે નોકરો શેઠના હકમાં મોટું નુકશાન કરી લાંચ ખાય છે અને પોતાના શેઠનું ભલું ઇચ્છતા નથી, તેમને કુદરત તેમના નિમકહરામના અને વિશ્વાસઘાતના મહાન ગુનાહો માટે વહેલે યા મોડે સખ્ત શિક્ષા કર્યા વગર રહેતી નથી. જે નોકરો પોતાના શેઠની સ્ત્રીઓ તરફ કુદૃષ્ટિઓ કરે છે, તેઓ અઘોર પાપના અધિકારી બની દુઃખદાયક રીતે રોગના ભોગ થઈ પડે છે. શેઠીઆઓ કોઇવાર ગુસ્સામાં આવી જાય, તો તે વખતે સામા ન થતાં ધીરજથી તેઓ કહે તે સાંભળી લેવું એ શાણા નોકરનું કામ છે. શેઠીઆઓ અને તેમના છોકરાંઓ—ખરાબ સોબતમાં સપડાઈ ખુવાર થાય નહીં તેનું ધ્યાન ભલા નોકરે રાખવાની જરૂર જરૂર છે. શેઠીઆઓ અને તેમના છોકરાઓની નીતિ રીતિમાં કાંઇ ફેરફાર લાગે તો તેમને ધીરજથી બે શીખામણના બોલો કહી તેમને સુધારવા એ ભલા અને પ્રમાણિક નોકરોની ફરજ છે. આજકાલ કેટલાક શ્રીમંતો પાસે ઘણાખરા માણસો હાજી હા કરવાવાળા, અને સ્વાર્થી હોય છે, પણ આવા નોકરો શરૂઆતમાં શેઠી-

આઓને ઘણા પ્રિય લાગે છે, પણ આખરે તેમનું ભોપાળું ઉઘાડું પડે છે અને તેઓ દુઃખી થાય છે એમાં જરા પણ શક નથી. છેવટે દરેક શેઠ અને નોકર ઉપર લખેલી પોતાની ફરજો પ્રમાણે ચાલશે, તો તેઓ ઘણી સુખદાયક જીંદગી ભોગવશે. એ ખાત્રીથી માનજો.

---

## ધર્મ અને વતન પ્રત્યેની આપણી ફરજ કેવી હોવી જોઇએ ?

આ દુનિયામાં જુદા જુદા દેશના લોકો જુદી જુદી જાતનો ધર્મ જુદી જુદી જાતના આચાર વિચાર સાથે પાળે છે. દરેક મનુષ્ય એમ સમજે છે કે પોતે જે ધર્મ પાળે છે અને બીજા પાળે છે તે ખોટો છે. હમેશાં સમજુ મનુષ્યો તેમનાથી વિરુદ્ધ ધર્મવાળા સાથે કદિ તકરારમાં ઉતરતા નથી, પણ અજ્ઞાન મનુષ્યો તો તેમના વિરૂદ્ધ ધર્મવાળા સાથે વાદવિવાદમાં અને તકરારમાં તરત ઉતરી પડે છે અને કેટલીક વખત આવી તકરારો મોટા અનર્થનું રૂપ થઇ પડે છે. દરેક કોમના ધર્મનાં ફરમાનમાં ઇશ્વર ભજન કરવું અને નીતિથી પ્રમાણિક જીવન ગાળવું એમ લખેલું છે; છતાં ઇશ્વર ભજન કરવું, એમાં પણ ઘણા મતભેદો આજકાલ જોવામાં આવે છે. હિંદુઓમાં પરમેશ્વરના અને દેવોનાં ઘણાં નામો છે કે જેને લીધે કયો દેવ ખરો છે અને કયો ખોટો છે, એ પારખવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. જુદા જુદા પંથવાળા જુદી જુદી રીતે જુદા જુદા નામના દેવોને ભજે છે. જેમ નદીઓ અને નાળાંઓ જુદી જુદી જગાઓમાંથી જુદા

જુદા રૂપમાં અને વેગમાં સમુદ્રને મળવાને માટે વહે છે તેમજ દરેકની મતલબ ઇશ્વર ભજન કરી મોક્ષ મેળવવાની હોય છે, એમાં તો જરા પણ શક નથી. કેટલાકો કહે છે મારો મહાદેવ સાચો છે અને કેટલાકો કહે છે કે મારો હનુમાન ખરો છે, કોઈ કહે છે કે ગણપતિજ સાચા છે ! આવી રીતે જુદી જુદી આસ્થા જુદા જુદા દેવ તરફ હિંદુ ભાઇઓ બતાવે છે. હિંદુ, મુસલમાન, પારસી અને અંગ્રેજ લોકોમાં પણ ધર્મના જુદા જુદા નિયમોને માટે પરંપરાથી મતભેદો જણાય છે, અને આવા મતભેદોને લીધે કેટલીક મોટી લડાઈઓ પણ અગાઉના વખતમાં થયેલી છે. ટુંકમાં લખવાનું કે ધર્મ સંબંધી વિષયને ચર્ચાવતાં તેમાંથી આજ દિન સધીમાં કોઇ પણ મનુષ્ય અમુક વાત ખરીજ છે એવી રીતે નિશ્ચય કરી શક્યો નથી અને જે લોકોએ નિશ્ચય કરી લખાણો કરેલાં છે, તેના ખંડન કરવાવાળા પણ પાછળથી ઘણા ઉભા થયેલા જણાયલા છે, ત્યારે પછી ચોકસપણું ક્યાં રહ્યું ? ‘ કપાળે કપાળે જુદી મતિ ’ એ પ્રમાણે દરેક ધર્મશાસ્ત્રો લખાયલાં છે, અને તે વાંચી આપણને જે માર્ગ સારો લાગે તે માર્ગે જવું અને બીજા જે માર્ગે જતા હોય તેની અને તેના ધર્મની નિંદા નહી કરતાં તેમને અને તેમના ધર્મના રીવાજને માનથી જોવા, એજ ખરેખ ! રસ્તો આજના વખતમાં આપણને સુખી થવાનો છે. જે મનુષ્ય જેવી શ્રદ્ધાથી જે દેવને ભજે તેને તેમ ભજવા દેવો, પણ તે આંધળી શ્રદ્ધાથી ખોટા દેવને ભજે છે એમ કહી તેને ચીડવવો નહીં. કેટલાક ધર્મનો ખોટો રોળ કરી ( દાંભિક બની ) ભોળા લોકોને ઠગે છે, પણ આવા ઠગારા લોકોને કુદરત તરફથી વહેલે યા મોડે શિક્ષા થયા વગર રહેતી નથી કેટલાકો વ્રત, અપવાસ અને સ્નાન વગેરેના નિયમો શ્રદ્ધાથી પાળેછે તેને માટે કેટલાકો

આમ કરનારાઓની નિંદા કરે છે અને તેઓ ઢોંગ કરે છે, એમ કહે છે. વળી કેટલાકો સુપાત્ર સાધુ બ્રાહ્મણનાં નિત્ય કર્મો માટે તિરસ્કાર બતાવે છે, પણ એવી રીતે આવાં કર્મો તરફ નિંદા અને તિરસ્કાર બતાવવા, એ કોઈ પણ રીતે વાજબી ગણાશે નહીં. કેટલાકો હવેલી વગેરેમાં દર્શન કરવા જનારાઓને અને ધર્મના આચાર્યોને નિંદે છે, એ પણ તેમની ભૂલ છે. જેને જેમ શ્રદ્ધા હોય તેને તેમ કવા દો અને તમને જેવી શ્રદ્ધા હોય તેમ તમે પણ કરો, પણ નાહક કોઇની નિંદા કરી પાપનું કામ કરવું નહીં. આવા અંધ શ્રદ્ધાવાળાનાં દરેક કર્મો નીતિવાળા અને દોષ વગરના હોય છે, એમ મારૂં કહેવું નથી, પણ તેમના કર્મો જેવાં હશે તેવાં તેમને તેમનાં કર્મ અનુસાર ફળો જરૂર ભોગવવાં પડશે અને તે વખતે તેમને તેમનાં કુકર્મો માટે પસ્તાવો થયા વગર રહેશે નહીં, તો નાહક તમારે તેમની નિંદા શા માટે કરવી જોઇએ? જો તમારાથી બની શકે, તો જાહેર સભાઓ ભરી તેમને બોધ આપી તેમને સારે રસ્તે દોરો અને સુધારો, પણ તેમની ગેરહાજરીમાં તેમના કર્મોની નિંદા કરવી એ કોઇ પણ રીતે ન્યાયની રીત કહેવાશે નહીં. ધર્મ સંબંધી વિષયની ચર્ચામાં વધુ નહીં ઉતરતાં પોતાને જેમ શ્રદ્ધા હોય તેમ દરેકે કરવું, પણ બીજાના ધર્મ સંબંધી કાર્ય અને રીવાજોની નિંદા તમારાથી થાય નહીં તેનું તમારે ખૂબ ધ્યાન રાખવું. પોતાનો ધર્મ જે હોય તેને માન આપી તેનાં ફરમાન પ્રમાણે ચાલતું અને બીજા ધર્મનાં ફરમાનોની નિંદા કરતા નહીં અને તેમાં જે સાર ગ્રહણ કરવાનો હોય તે ગ્રહણ કરી લેજો. કાઠીઆવાડ અને ગુજરાતમાં ઘણાં હિંદુ કુટુંબોમાં ધણી એક ધર્મ પાળે છે અને ધણીઆણી બીજો ધર્મ પાળે છે. ઘણા શહેરોમાં પણ કેટલાક ભાટીયા વગેરે ઉચ્ચ વર્ણના હિંદુઓમાં પણ મરજાદી

ધણી અને ધણીઆણીના ધર્મના આચારવિચારમાં ઘણી વખત ફેર-ફાર જોવામાં આવે છે, એ પણ ઘણું દીલગીરી ભરેલું છે. સ્ત્રીએ પોતાના પતિનો જે ધર્મ હોય તેજ પાળવો અને તેના હુકમ પ્રમાણે વર્તવું, એજ સ્ત્રીઓ માટે સુખી થવાનો અને મુક્તિ મેળવવાનો ખરો રસ્તો છે. કેટલીક સ્ત્રીઓ સવારના પોહોરમાં ઘરનું કામ પડતું મૂકી અને ભુખ્યાં છોકરાંઓને રડતાં મૂકી દેવ દર્શને દોડી જવામાં પોતાનો ધર્મ સમજે છે, પણ આવી અજ્ઞાન સ્ત્રીઓએ યાદ રાખવાનું છે કે પોતાના પતિ અને છોકરાંઓ તરફની ફરજો ભૂલી જઇ દેવ દર્શને દોડી જવામાં તેમને કંઇ પણ મુક્તિ મળનાર નથી. આવી રીતે વર્તવાથી તેઓ વધુ દોષિત થાય છે. આવી સ્ત્રીઓને પોતાની સં-સારી દરેક જાતની ફરજો બજાવ્યા પછી જો તેમને વધુ ફુરસદનો વખત મળે, તો દેવ દર્શને જવામાં કંઇ ખોટું નથી. તમે શ્રદ્ધાથી ઘરે રહી ઇશ્વર ભજન કરો, તો તેમાં કાંઇ દેવળોમાં દોડી જવાના કરતાં કાંઇ ઓછો લાભ નથી. ભાઇઓ તમે કોઇ પણ વખતે કોઇ ધર્મની નિંદા અને તેનો વાદવિવાદ કોઇ સાથે કરશો નહીં, પણ તમને જેમ શ્રદ્ધા હોય તેમ તમે કરો અને બીજાઓને પણ તેમની શ્રદ્ધા પ્રમાણે કરવા દો, એજ આ દુનિયામાં તમારે માટે શાંતિ સાથે સુખી થવાનો રસ્તો છે.

## ગામ અને દેશ તરફની ફરજ.

જે ગામ અને જે દેશમાં આપણો જન્મ થયો હોય, તે દેશ અને ગામના લોકોનાં હિત માટે આપણે કાળજી રાખવી જોઇએ. જેઓ સ્વદેશાભિમાન રાખતા નથી અને સ્વદેશ અને ગામના લોકો તરફ ધિક્કારની નજરથી જુવે છે. તેઓ આખરે સુખી થતા નથી.

આપણા દેશનો ઉદય થાય અને આપણા દેશના લોકો ઉદ્યોગી અને સુખી થાય તેમજ આપણા દેશની આબાદી દિનપ-દિન વધતી જાય, તેવાં કાર્યો આપણે હમેશાં બનતાં સુધી કરવાં જોઇએ. દેશની આબાદી દેશમાં બનતી ચીજોના નિકાસના વધુ પ્રમાણના વેપાર ઉપર આધાર રાખે છે. જે દેશમાં નીકાસ કરતાં પરદેશથી આવક વધુ હોય છે તે દેશની આબાદી થવી બહુ મુશ્કેલ છે. આપણા ગામ અને દેશના લોકો આળસાઇમાં જીવન ગાળે નહીં અને તેઓ ઉદ્યોગી બની દેશમાં ઘણા પ્રકારના હુન્નર અને ઉદ્યોગો દાખલ કરે તેવા થાય, તેને માટે આપણે ખાસ ધ્યાન રાખી એવા હુન્નરી માણસોને આપણે આપણાથી બનતું ઉત્તેજન આપવું જોઇએ. જો આવા હુન્નરી માણસને શરૂઆતમાં તેમના સારા હુન્નર માટે ઉત્તેજન મળતું નથી, તો તેઓનો ઉત્સાહ ભાગી જાય છે અને પોતાના શોધેલા હુન્નરમાં તેઓ કાંઇ પણ સુધારો વધારો કરી શકતા નથી દેશમાં ખેતીનો ઉદ્યોગ વધે અને સટો વગેરે નાશ પામે અને લોકો સારી સુખાકારીમાં રહે તો જરૂર આપણા દેશનો ઉદય થાય. હાલમાં હિંદુસ્તાનનાં લોકો જુદી જુદી જાતના ધર્મો, રીવાજો અને જાતિભેદને લીધે એક બીજા તરફ દૂષભાવ બતાવે છે અને માંહોમાંહે લડે છે. ઘરમાં, કુટુંબમાં, નાતમાં, જાતમાં, મોહોલ્લામાં, ગામમાં, શહેરમાં અને દેશમાં જ્યાં ત્યાં આવા બનાવો બને છે આપણે આપણા ઘરના, કુટુંબના કે જ્ઞાતિના લાભો જાળવી શકતા નથી, તો દેશના અને ગામના લાભો આપણે શી રીતે જાળવશું ? તમે પહેલાં તમારા ઘરમાં, કુટુબમાં અને જ્ઞાતિમાં સંપ કરો અને સંપથી દરેક કામ કરવામાં કેટલો ફાયદો રહેલો છે તે દરેકને દેખાડી આપો, તોજ ભવિષ્યમાં કદિ દેશનો ઉદય કરે, એવા વીરલા પેદા થવાનો સંભવ

છે. જ્યાં કુટુંબ, જાતિ અને જ્ઞાતિનું અભિમાન જોવામાં આવતું નથી ત્યાં દેશાભિમાનપણાની તો આશા રાખવી વ્યર્થજ છે. આજ કાલ જાપાનના લોકો પોતાના દેશાભિમાનપણાને અને જાતિ અભિમાન-પણાને લીધે દિન પરદિન આબાદ થતા જાય છે. તેઓ પરદેશમાં જાય છે, તેમ છતાં બનતાં સુધી પોતાના દેશના ચોખા, ચા, વગેરે ખોરાકીની જણસો ખાય છે અને ઘરે રહે છે, ત્યારે સ્ત્રી અને પુરૂષો ખુદ પોતાનાં દેશનાં કપડાં પોતાના દેશની રીત પ્રમાણે પહેરે છે અને નાણા વગેરેની જોખમદારીઓ પોતાની જાતવાળાનેજ સોંપે છે. વળી પરદેશમાં બનતાં સુધી તેઓ પોતાના દેશની બેંક અને સ્ટીમર કંપનીની મદદથી કરોડો રૂપીઆનો વેપાર પરદેશો સાથે ચલાવે છે, એ શું થોડા આશ્ચર્યની વાત છે? હિંદુસ્તાનમાં આથી ઉલટુંજ જોવામાં આવે છે. હિંદુસ્તાનના લોકો પરદેશી કપડાં અને ખોરાકી વગેરેની જણસો ઘણી પસંદ કરે છે અને પરદેશીઓનાં કપડાંની અને રીવાજોની નકલ કરે છે, એ ખરેખર અફસોસકારક છે. દેશની આબાદી માટે પુરૂષ અને સ્ત્રી કેલવણીનો વધારો દિન પરદિન દેશમાં થવાની જરૂર છે, બાળલગ્નના અટકાવની આવશ્યકતા છે, અને દેશની પેદાશનો ઘણોખરો માલ દેશમાંજ ખપે એવાં કારખાનાં કાઢવાની ઘણી જરૂર છે. ઇશ્વર કૃપાથી હિંદુસ્તાનની જમીનમાં સેંકડો જાતની ચિજો પાકે છે અને તે પરદેશ જઇ તેના ઉપર પંદરથી વીસગણો નફો ચડી પાછી હિંદુસ્તાન આવી વેચાય છે અને આવીરીતે મોટો નફો પરદેશીઓ ખાઇ જાય છે, એ શું વિચારવા જેવું નથી? પર-દેશ જતી ચિજોની જુદી જુદી બનાવટ કરવાના સંચાઓ વગેરેનો હુન્નર હિંદુસ્તાનમાં હોય, તો આવી ચિજો કેટલી સસ્તી મળે અને દેશને કેટલો ફાયદો થાય તેનો વિચાર હરેક મનુષ્યે કરવાની જરૂર

છે. ટુંકામાં દરેક મનુષ્ય ઉપર પ્રમાણે વર્તી પોતાના દેશને માટે અને દેશમાં બનતી ચિજોને માટે અભિમાન રાખી અને સ્વદેશી ચિજોનો ઉપયોગ કરી તેને ઉત્તેજન આપે, તો ભવિષ્યમાં તે દેશની આબાદી જરૂર થાય, તેમાં જરા પણ શક નથી.

## જ્ઞાતિ તરફની ફરજ.

જે જ્ઞાતિમાં આપણે જન્મ થયો હોય, તે જ્ઞાતિનું ભલું ઇચ્છવું અને આપણા જ્ઞાતિ ભાઇઓ જેમ બહુ સુખી અને આબાદ રહે. એમ ઇચ્છવું એ આપણી સૌથી અગત્યની ફરજ છે. એક વિદ્વાને કહ્યું છે કે જો આપણી પાસે ઇશ્વર કૃપાથી આપણા ઘરના માણસોનું પોષણ થાય તે ઉપરાંતનું દ્રવ્ય હોય તો આપણા કુટુંબીઓને આપણાથી બનતી જુદા જુદા પ્રકારની મદદ આપણે આપવી, અને આપણા ઘરના માણસો અને કુટુંબીઓને મદદ કરવા છતાં પણ જો આપણને દૈવ ઇચ્છાથી વધુ દ્રવ્ય મળે, તો આપણે આપણા જ્ઞાતિ ભાઇઓને આપણાથી બનતી મદદ કરવી, અને છેવટે ઘરના માણસો કુટુંબ, અને જ્ઞાતિને મદદ આપવા પછી પણ જો આપણને ઇશ્વર કૃપાથી વધુ ધન મળે, તો આપણે આપણા ગામ અને દેશના માણસોને પણ મદદ કરવા ચૂકવું નહીં જોઇએ. ન્યાયની રીતે જોતાં આ વિદ્વાનનું લખવું આપણને ખરેખરૂં ભાસે છે, પણ આજકાલના કેટલાક શ્રીમંતો પોતાના ગામ અને દેશના લોકોને મદદ કરી શકે તેવા મોટા શ્રીમાનો હોય છે; છતાં તેઓ કુટુંબ, જ્ઞાતિ, ગામ અને દેશના દુઃખી અને આફતમાં ફસેલા લોકોનાં દુઃખો તરફ બીલકુલ નજર કરતા નથી અને પોતાના ધનના મદમાં છકી જઈ મોજશોખ અને એશઆરામમાં પોતાના પૈસાનો ભોગ આપે છે. આવી રીતે

મોજ શોખમાં પૈસા ઉડાવ્યા એટલે પોતાની બધી ફરજો પુરી થઈ ગઇ એમ સમજે છે, એ ખરેખર દીલગીરી ભરેલું છે. આવા શ્રીમંતોએ યાદ રાખવાનું છે કે તેમની શ્રીમંતાઇના બધા દિવસો કુદરતે તેમને સારૂ હમેશને માટે કાંઈ નક્કી કરી રાખ્યા નથી, તેમના વૈભવો, આયુષ્ય, અને લક્ષ્મીની સ્થીરતા વીજળીના ચમકારા જેવી છે, માટે આપણા સારા અને શ્રીમાનપણાના વખતમાં આપણાથી આપણા જ્ઞાતિ ભાઇઓને જે કાંઇ પણ મદદ બની શકે તે કરવી. એજ આપણી ખરેખરી ફરજ છે. પોતાના જ્ઞાતિભાઇઓ માટે નિશાળો, દવાખાનાઓ, બોર્ડીંગો, ઓર્ફનેજો, આસ્પીતાલો, સસ્તાં ભાડાંનાં મકાનો; હાયસ્કુલો, અને સેનીટેરીયમો, વગેરે ધર્મનાં ખાતાંઓ શ્રીમંતોએ ખોલવાં જોઇએ. અને જે ભાઇઓ આવાં ખાતાંઓને માટે તન મનથી મદદ કરતા હોય. તેમને આવાં ધર્માદા કાર્યો કરવાને ઉત્તેજન આપવું જોઇએ–વળી આપણી પાસે ધંધાની સારી, લાઇન હોય, અને આપણા જ્ઞાતિ ભાઇઓ તે ધંધાને માટે આપણને લાયક જણાય, તો તેમને તેમાં જોડવા, તેમના છોકરાંઓને કેળવણીને અંગે મદદ આપવી, અને વૃદ્ધ અને નિરાધાર સ્ત્રી પુરૂષોને અને વિધવાઓને આપણે આશ્રય આપવો જોઇએ. આજ કાલના કેટલાક શ્રીમંતો પોતાના દુઃખી જ્ઞાતિ ભાઇઓને ભૂલી જાય છે અને બીજા લોકોને અને ખુશામતખોરોને મદદ આપે છે, એ કાંઇ ઓછું દીલગીરી બરેલું નથી. "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને પાડોસીને આટો." એવી સખાવતો બીલકુલ વખાણવા લાયક નથી–જેઓ ધનાંધ બની પોતાના દુઃખી જ્ઞાતિ ભાઇઓને મદદ આપવા દયા દેખાડતા નથી, તેઓ આખરે સુખી થતા નથી અને છેવટે તેઓને તેમના એકલપેટા અને નિર્દય સ્વભાવ માટે કુદરત શિક્ષા કર્યા વગર રહેતી નથી.

## જ્ઞાતીનાં ભલાં માટે શું કરવું જોઇએ ?

જે મનુષ્ય પોતાના ઘરનાં માણસો, કુટુંબીઓ, અને જ્ઞાતિભાઇઓ સાથે સલાહ સંપથી રહે છે, તેઓ હમેશાં સુખી અને આબાદ રહે છે. પોતાની જ્ઞાતિમાં ક્લેશ ઓછો થાય અને માંહોમાંહે સંપ વધે, કેટલાક જુના ખરાબ રીવાજો નાબુદ થાય અને નવા સુધારા દાખલ થાય; કેલવણીનો ફેલાવો જ્ઞાતિમાં દિનપર દિન વધે, અને હુન્નર ઉદ્યોગનો જ્ઞાતિમાં દિનપર દિન વધારો થતો રહે, તે માટે દરેક મનુષ્યે પોતાથી બનતો પ્રયત્ન કરવો જોઇએ. જે જ્ઞાતિમાં સંપ નથી—ઐક્યતા નથી અને જે જ્ઞાતિમાં જ્ઞાતિભાઇઓ એક બીજા તરફ છુપો દ્વેષભાવ રાખે છે, તે જ્ઞાતિની કોઇપણ દિવસ ઉન્નતિ થશે નહીં. પોતાની જ્ઞાતિના કેળવણી વગેરે ધર્મનાં જે ખાતાંઓ સારી રીતે ચાલતાં હોય, તેને દરેક જ્ઞાતિ ભાઇએ પોતાથી બનતી મદદ કરવા ચુકવું નહીં જોઇએ. આજકાલ હિંદુ જ્ઞાતોમાં જમણવારોમાં જેટલા પૈસા ખરચાય છે તેટલા કેળવણી વગેરેના, ધર્માદા કાર્યોમાં ખરચાતા નથી, એ દીલગીર થવા જેવું છે. હવે જમાનો એવો આવી પુગ્યો છે કે જમણવાર વગેરેમાં વધુ પૈસા ખરચવા કરતાં કેળવણી વગેરેના ધર્માદા કાર્યોમાં આપણો પૈસો વધુ અને વધુ વપરાય તો સારૂં છે, કારણ કે કેળવણી પામેલા જ્ઞાતિભાઇઓ ભવિષ્યમાં સારા વિદ્વાન અને શ્રીમાન થઈ જ્ઞાતિની ઉન્નતિ કરી શકે તેવો સંભવ છે. આ ઉપરથી સમજવાનું છે કે ભાઇઓ પોતાની જ્ઞાતિની ઉત્તમ રીતે ચાલતી કેળવણીની સંસ્થાઓને મદદ આપવામાં આનાકાની કરે છે, તેઓ ખચીત મોટી ભૂલ કરે છે; એટલુંજ નહીં પણ પોતાની જ્ઞાતિતરફની ફરજ બજાવવામાં ખરેખર પછાત પડી જાય

છે એમાં જરા પણ શક નથી. કન્યાવિક્રયનો રીવાજ, એક બાયડી જીવતી છતાં કાંઇપણ વાજબી કારણ વગર બીજી બાઇડી પરણવાનો રીવાજ, કાંઇબી સંગીન-કારણ વગર વેશવાળ તોડવાનો રીવાજ, અનિયમિતપણે લગ્ન વખતે લેવાતા પલ્લાની રકમો લેવાનો રીવાજ, ગ્નાતના લાગાની લેવાતી રકમોનો હીસાબ અંધારામાં રાખવાનો રીવાજ, મરણ પાછળ જમણવારોમાં અને લગ્ન વખતે નાચ પાર્ટી વગેરેમાં દેખાદેખીથી ગજા ઉપરાંઘ ખર્ચ કરવા, વગેરેના ખરાબ રીવાજો પોતાની ગ્નાતિમાંથી દુર કરવાને દરેક મનુષ્યે પોતાથી બનતો પ્રયત્ન કરવો જોઇએ. વિધવાઓ અને બાળકો સુખી થાય તેને માટે દરેક ગ્નાતિમાં વિધવાશ્રમ, બાલાશ્રમ, અને ઓર્ફનેજ વગેરે ખાતાંઓ સ્થાપવાની જરૂર છે. જો વિધવાઓને ઉધમી-જીંદગી ગુજારવાનું સાધન મળે, તો તેઓનું મન ખોટે રસ્તે નહીં દોરવાતાં સારી 'લાઇન'માં લાગે, એમાં જરા પણ શક નથી. હાલના વખતમાં વિલાયત, અમેરીકા. જાપાન વગેરે દેશોમાં પરદેશ ગમન કરવાની કેટલીક હિંદુ ગ્નાતોમાં હજી મનાઈ છે, પણ આવી ગ્નાતોના આગેવાનોએ પરદેશગમનના અગણિત ફાયદા છે, એવું સમજી પરદેશગમન માટે પોતાની ગ્નાતમાં છૂટ મૂકવી જોઇએ. કેટલીક ગ્નાતોમાં ઘણાં તડો અને વિભાગો જોવામાં આવે છે અને કેટલીક ગ્નાતોમાં આવાં તડો અને વિભાગો એક બીજા 'સાથે રોટી અને બેટી વહેવાર' પણ કરતા નથી, એ ખરેખર દીલગીરી ભરેલું છે, કારણ કે આવા વિરોધ મતને લીધે કેટલાકોને સારી છોકરી અને કેટલાકોને સારો છોકરો વિવાહ માટે શોધવામાં ઘણીજ મુશ્કેલી પડે છે; માટે પોતાની ગ્નાતિના આવા પેટા વિભાગો અને તડો જેમ બને તેમ

જલદીથી એકઠા કરવાને દરેક જ્ઞાતિ ભાઇઓએ પોતાથી બનતો પ્રયત્ન કરવો જોઇએ. બીજી ધર્માદા સંસ્થાઓને મદદ કરવા અગાઉ આપણી જ્ઞાતિની ધર્માદા સંસ્થાને પહેલાં યાદ કરી મદદ કરવી, એ દરેક જણની અગત્યની ફરજ છે. જ્ઞાતિનાં ફંડોનો હીસાબ રાખવા અને જ્ઞાતિનો કારોબાર સારી રીતે ચલાવવા વિદ્વાન, નિષ્પક્ષપાતી અને પ્રમાણિક પ્રમુખ, સેક્રેટરી, અને ખજાનચી દદેક જ્ઞાતિમાં ચોકસ મુદ્દત માટે નીમાવાની જરૂર છે અને તેઓ તેમની ફરજ બજાવવામાં લાયક નિવડે, તો દરેક જ્ઞાતિ ભાઇએ તેમને ફરીથી નિમવાનો મત જ્ઞાતિની સભામાં આપવો જોઇએ, કારણ કે લાયક માણસો જ્ઞાતિના વહિવટમાં નિમાવાથી જ્ઞાતિનો વહિવટ ઉતમ પ્રકારે ચાલેછે. એમાં જરા પણ સંદેહ નથી છેવટે પરમ દયાળુ પરમેશ્વર દરેક મનુષ્યને પોતાની જ્ઞાતિ તરફની ઉપર લખેલી ફરજો બજાવવાને સદબુદ્ધિ આપે કે જેથી કરીને દરેક જ્ઞાતિની ઉન્નતિ દિનપર દિન થતી રહે.

## ગુરૂ અને વડિલો પ્રત્યે શી ફરજ છે ?

જે આપણા કરતાં જ્ઞાનમાં અધિક હોય છે તે ગુરૂ કહેવાય છે અને જે આપણા કરતાં ઉમરમાં અને સગપણમાં મોટા હોય, તે વૃદ્ધ અથવા વડિલ કહેવાય છે. જે આપણને કાંઈ પણ સદ્બોધ આપે છે અને જે આપણને વિદ્યાભ્યાસ કરાવે છે, તે આપણો ગુરૂ કહેવાય છે. આપણે અમુક મનુષ્ય તરફ ગુરૂ ભાવ રાખીયે અને ગુરૂ જો પોતાની મતલબ સાધવા માટે જ શિષ્યવૃત્તિ રાખે અને કાંઈ પણ જાતનો સદ્બોધ આપે નહીં તો તેવો મનુષ્ય આપણો ગુરૂ

થવા લાયક નથી, જેમ કે "લોભી ગુરૂ અને લાલચુ ચેલા, દોનો નરકમે ઠેલમ ઠેલા !" આજ કાલ કેટલાક ભોળા લોકો ભભૂતિ લગાડેલા અને ટીલાં ટપકાં તાણેલાં ઢોંગી બાવાઓને અને ભટકતોને ગુરૂ તરીકે માને છે, એ ખરેખર તેઓની અજ્ઞાનતા અને મૂર્ખાઈ સિવાય કાંઇ નથી. આવા ગુરૂઓ આજ સુધી કોઇનું કલ્યાણ કરી શક્યા નથી અને ભવિષ્યમાં કોઇનું કલ્યાણ કરી શકનાર પણ નથી. જેઓ વિદ્વાન, સહન શીળતાવાળા, નિષ્પક્ષપાતી, સત્યવક્તા, સમદ્રષ્ટિવાળા, જીતેન્દ્રિય, અને પ્રમાણિકપણે સારૂં જીવન ગાળવાવાળા હોય છે, તેઓજ ગુરૂ થવા લાયક છે. જે ગુરૂઓ ઉપર પ્રમાણે પોતાનું જીવન ગાળતા નથી, તેઓ પોતાના શિષ્યો ઉપર સારી અસર કરી શકતા નથી, કારણ કે આ દુનિયામાં પરંપરાથી એવો નિયમ ચાલે છે કે જેવી રીતે ગુરૂ, વૃદ્ધ અથવા વડિલો અને મોટા મનુષ્યો જેવાં આચરણો કરે છે તેવાંજ આચરણો તેઓની સાથે સહવાસવાળા પણ કરે છે, એમાં જરા પણ શક નથી જે ગુરૂઓ દાંભિકપણાથી વર્તે છે અને ઉપર પ્રમાણેનું જીવન ગાળવામાં બેદરકારી બતાવે છે, તેઓ પોતાની ફરજ બજાવવામાંથી ભ્રષ્ટ થાય છે, એટલુંજ નહીં પણ તેઓના સહવાસથી જેઓ અનીતિ માન અને દુરાચારી થાય છે, તેના દોષિત પણ તેઓજ છે, એમ કહ્યા વગર ચાલતું નથી. કારણ કે કહેવત છે કે "ગુરૂ વગર જ્ઞાન મળતું નથી." અને ગુરૂનો સંગ તેજ સત્સંગ કહેવાય છે. હવે જ્યારે ગરૂના સહવાસથી જ્ઞાન પણ મળે નહીં અને સતસંગનો કાંઇ પણ લાભ મળે નહીં અને ઉલટા આપણા વિચારો અને બુદ્ધિ જો ગુરૂના સહવાસથી મલીન અને ભ્રષ્ટ થાય, તો તેવા ગુરૂઓને મારે શું ઉપમા આપવી, એ હું વાંચનારની મુનસફી ઉપર રાખું છું

આજ કાલ આપણા હિંદુઓના મહારાજો કે જેને આપણે ગુરૂ તરીકે માનીયે છીયે. તેઓમાંથી ઘણાજ થોડા પોતાની ગુરૂ તરીકેની ફરજ બજાવતા જોવામાં આવે છે, એ ખરેખર દીલગીરી ભરેલું છે. પોતાના ગરીબ અને અનેક સંસારી દુઃખોથી ડુબેલા સેવકો પાસેથી ભેટ લેવામાંજ તેઓમાંના કેટલાકો પોતાની ફરજ સમજે છે અને શિષ્યો પાસેથી લીધેલા ભેટના રૂપિયાનો દસમો ભાગ પણ પોતાના દુઃખી શિષ્યોનાં દુઃખનાં નિવારણ અર્થે ખરચતા નથી, એ આવા ગુરૂઓને બીલકુલ છાજતું નથી, એમ શોક સાથે કહેવું પડે છે. જો મહારાજો પોતાના દુઃખી અને ગરીબ સેવકોની હાજતો ઉપર ધ્યાન આપી તેઓના દુઃખનાં નિવારણ અર્થે બનતા ઉપાયો લે, તો તેઓ ખરેખર લોક પ્રિય ધર્મ ગુરૂ તરીકે જગ જાહેર થયા સિવાય રહે નહીં, એમ અમારૂં માનવું છે. આ ઉપરથી સાર એ લેવાનો છે કે દરેક મનુષ્યે જો તેઓને લાયક ગુરૂ મળે તોજ કરવો અને કદાચ યોગ્ય ગુરૂ નહીં મળે, તો ગુરૂ વગર ચલાવી લેવું, એ હજાર દરજ્જે સારૂં છે, એમ સમજવું.

હવે વૃદ્ધ અને વડિલો તરફની ફરજોનો વિચાર કરીએ વૃદ્ધ અને વડિલો તરફ આપણે માનની લાગણીથી જોવું જોઇએ, અને તેઓના તરફ પૂજ્ય ભાવ રાખી તેઓની શીખામણના શબ્દો પ્રમાણે વર્તવાને આપણે આપણાથી બનતો પ્રયત્ન કરવો જોઇએ. જેઓ વડિલોના અને વૃદ્ધના શીખામણના શબ્દોની દરકાર કરતા નથી અને સ્વચ્છંદપણાથી વર્તે છે, તેઓ અંતે કદિ પણ સુખી થતા નથી. આજ કાલના કેટલાક જુવાનીયાઓ પોતે પોતાના વડિલો કરતાં ઘણા ડાહ્યા છે, એવું સમજી તેઓનું અપમાન કરે છે અને તેઓની પાસે

ન કરાવવા લાયક કામો પણ કરાવે છે, એ ખરેખર આવા જુવા-
નીયાઓ માટે ઘણુંજ શરમ ભરેલું છે. કેટલાકો વૃદ્ધ માણસોના
ચાળા પાડે છે અને તેઓના તરફ અણગમો બતાવે છે, પણ આવા
મનુષ્યોએ સમજવાનું છે કે તેઓ પણ જ્યારે થોડાં વરસમાં ઘડપ-
ણના પંજામાં સપડાશે, ત્યારે તેઓના પણ તેવાજ હાલ થશે. આજ
કાલ જુવાન વિદ્વાનનાં પુસ્તકના અનુભવ કરતાં ઘણાં દાખલાઓમાં
વૃદ્ધ મનુષ્યોનો પુસ્તકો વાંચ્યા વગરનો જાતિ અનુભવ ઘણોજ કીંમતી
અને વધારે ચઢીયાતો જણાય છે. આવા દાખલા દેશી વૃદ્ધ અનુ-
ભવી વૈદના સંબંધમાં અને દેશી વૃદ્ધ અનુભવી દાયણના સંબંધમાં
ઘણા મળી આવે છે. કેટલાક જુવાનીયાઓને ઘરમાં વૃદ્ધ મનુષ્યો
ગમતાં નથી અને ખાસ કરીને જ્યારે નવી પરણેલી વહુ ઘરમાં
આવે છે, ત્યારે તો ઘરના વડિલો તરફ ઘણોજ અણગમો થઇ પડે
છે એ ખરેખર શોચનીય છે. આપણામાં કહેવત છે કે "ઘરડા
વગરનું ઘર નથી" અને "ઘરડાઓએ ગાડાં વાળ્યાં હતાં !" એટલે
કે આજકાલના કેટલાક નાજુક અને સ્વછંદપણાથી ચાલનારા જુવા-
નીયાઓ જ્યારે માંદગી વગેરેની કોઇ પણ જાતની આફતમાં આવી
પડે છે, ત્યારે જ ઘરડાંઓ અને તેમની સલાહ આવા વખતમાં કેટલી
ઉપયોગી છે, તેનું ભાન તેઓને થાય છે. વૃદ્ધ મનુષ્યો ઘણું કરીને
આજકાલના કેટલાક મતલબી જુવાનીયાઓ જેવા કપટવાળા હોતા
નથી, પણ ભોળા દિલના અને ભલી લાગણીવાળા હોય છે, એમાં
તો જરા પણ શક નથી. આ ઉપરથી સમજવાનું છે કે વૃદ્ધ અને
તેઓ તરફ અણગમો અને તિરસ્કાર નહીં બતાવતાં તેમના તરફ
જો તમો માનની નજરથી જોશો અને તેમના શીખામણના બોલો
તમારા હિતના છે, એમ સમજી તે પ્રમાણે વર્તવાને જો તમે પ્રયાસ

કરશો, તો તમે આ દુનિયામાં માન અને આબરૂ સાથે સુખી જીવન ગાળશો.

## દુનીયાના દરેક પ્રાણી તરફની ફરજ.

આ દુનિયામાં જન્મથી મરણ સુધીમાં આપણે ઘણા પ્રકારની ફરજો બજાવવાની છે અને તેમાંની કેટલીક જેવી કે પુત્ર પુત્રી તરફની, માબાપ તરફની, ભાઈ બહેન તરફની, પતિ-પત્ની તરફની, મિત્ર તરફની, સગાવહાલાં તરફની, શેઠ અને નોકર તરફની, ધર્મ તરફની, ગામ અને દેશ તરફની, જ્ઞાતિ તરફની, અને ગુરૂ, વૃદ્ધ અને વડિલો તરફની જુદી જુદી ફરજો છે કે જે વિષે અગાઉ વિવેચન કરી ગયા છીએ. આ ઉપરાંત આપણે આ દુનિયામાં દરેક પ્રાણી તરફની ઘણી જાતની ફરજો બજાવવાની છે અને એ ફરજો બજાવવામાં જો આપણે પાછા પડીયે. તો આપણે આપણી જીંદગી કૃતેમંદીથી પસાર કરી કહેવાય નહીં. મુંગા પ્રાણીઓ તરફ અને નબળા લોકો તરફ કેટલાકો ઘાતકીપણું બતાવવામાં પોતાની બહાદુરી સમજે છે પણ આવા નિર્દય લોકોએ સમજવાનું છે કે તેઓના તરફ તમારી ફરજ બજાવવામાં તમે ચુકશો, તો પરમ દયાળુ પરમેશ્વર તમને તે બદલ શિક્ષા કર્યાવગર રહેનાર નથી. શ્રીકૃષ્ણે ગીતાજીમાં અર્જુનને કહ્યું છે સંગ્રામમાં તારે ના હિંમત નહીં થતાં તારી ફરજ બજાવવા ખાતર જે કોઇ પણ તારી સામે થાય, તેની સાથે લડ અને તેને માર અને તેમ કરવામાં તને જરા પણ દોષ લાગશે નહીં." આ ઉપરથી સમજવાનું કે તમારે તમારી ફરજ બજાવવામાં કોઈપણ જાતનો દોષ નહીં ગણતાં હોંશથી તે બજાવવાની ઉમેદ રાખવી, અને તેમ કરતાં કાંઇ વિઘ્ન નડે, તો તેથી નહીં કંટાળતાં તે વિઘ્નો દુર કરવાનો તમે પ્રયત્ન કરજો કે જેથી કરીને તમારી ફરજ બજાવવાને તમને

સુગમતા થશે. જેઓ ઉપર પ્રમાણે પોતાની ઘણી ખરી ખરી ફરજો બજાવવાને ફતેહમંદ થાય છે, તેઓ ખરેખર ભાગ્યશાળી ગણાય છે અને તેઓ આ દુનિયામાં આબાદી સાથે સુખી થઇ લોક પ્રિય થાય છે, એમાં જરા પણ શક નથી  છેવટે પરમ દયાળુ પરમેશ્વર દરેક મનુષ્યને ઉપર જણાવેલી પોતાની ફરજો સારી રીતે બજાવવાને સદ્બુદ્ધિ સાથે દીર્ઘાયુષ્ય આપે, એમ હું ખરા અંતઃકરણથી ઇચ્છુંછું

---

# અંબાજી.

રજપુતાના માળવા રેલવેનું આબુરોડનું સ્ટેશન છે. ત્યાંથી અંબાજી માતાએ જવાનો રસ્તો છે. અંબાજી આબુરોડથી આશરે વીસ માઇલ દૂર છે અને ત્યાંથી પગે ચાલીને અથવા ડોળીમાં બેસીને અથવા ઘોડા ઉપર સ્વાર થઇ જઇ શકાય છે. દર વરસે ચૈત્ર શુદ ૧ થી ૧૦ સુધી તથા આશો શુદ ૧ થી ૧૦ સુધી ત્યાં મોટી યાત્રાઓ ભરાય છે કે જે યાત્રામાં હજારો યાત્રાળુઓ ભાગ લે છે. ગુજરાતના લોકો આ દેવી તરફ બહુ ભક્તિભાવ રાખે છે. કેટલાકો છોકરાઓના વાળ ત્યાં ઉતરાવવાની અને કેટલાકો દેવીનાં દર્શન કર્યા પછી, દુધ, ઘી, ખાંડ, સાકર, ગોળ, ઘઉં અને ચોખા વગેરે અમુક ચીજ ખાવી એવી માનતાઓ અને બાધાઓ રાખે છે, અને આવી બાધા રાખનારાઓ જ્યારે ત્યાં જઇ દેવીનાં દર્શન કરે છે, ત્યારે બાધાથી તેઓ મુક્ત થયા છે, એમ સમજે છે. અહીં દાંતાના રાણાની હકુમત ચાલે છે કે જેના તરફથી અહીં કોઠારી અને થાણદાર રહે

છે કે જેઓ અંબાજીનાં દેવળની અને આસપાસની જગ્યાની વ્યવસ્થા કરે છે. વધારે અજાયબી ભરેલું તો એ છે કે હિંદુસ્તાનના બીજા ભાગોમાં દેવળોની ઉપજનો ધર્માદા ખર્ચ થાય છે, જ્યારે આ દેવળની ઉપજ જે આશરે પચીસ હજાર રૂપિયા દર વરસે થાય છે, તે દાંતાના રાણા સાહેબ લે છે. આબુરોડથી અંબાજીના ઝાંપા સુધી સીરોહી સ્ટેટની હદ ગણાય છે કે જે સ્ટેટ પણ યાત્રાળુ વગેરે લોકો પાસેથી સખ્ત કરો લેવા ચૂકતું જણાતું નથી. સીરોહી અને દાંતાનાં રાજ્યો તરફથી અંબાજી જતા અને ત્યાંથી પાછા ફરતા યાત્રાળુ વગેરે લોકો પાસેથી જે કરો લેવામાં આવે છે, તેની વિગત નીચે પ્રમાણે છે:—

## અંબાજી જતી વખતે સીરોહી સ્ટેટ તરફથી આબુરોડમાં લેવાતો કર.

૦)≈ા મરદ એકના (યાત્રાળુ)

૦ા૦ા ઘોડો અથવા ગધેડો જીવ એકના.

૦)–ા બ્રાહ્મણ અથવા સ્ત્રી એકનો

૦)–ા મજુર એકનો.

રૂ. ૧) ડોળી એકનો.

૦)≈ બે ચોકી ઉપર દરેક ચોકી દીઠ ૦)–

## અંબાજી જતી વખતે દાંતા સ્ટેટ તરફથી અંબાજીમાં લેવાતો કર.

૧ાા≈ મરદ એકના મુંડકી વેરાના (યાત્રાળુ).

૦ાા≈ સ્ત્રી અથવા બ્રાહ્મણના મુંડકી વેરાના (યાત્રાળુ)

## અંબાજીથી પાછા ફરતી વખતે દાંતાના રાણા તરફથી લેવામાં આવતો કર.

૧ાન્ન ડોળાનો ૧) નો. ૦ાન્નાા ઘોડા અથવા ગધેડાના જીવ એકના.
૦)≋ મજુરનો ૧) નો.

## અંબાજીથી પાછા ફરતી વખતે સીરોહી સ્ટેટ તરફથી લેવામાં આવતો કર.

૦ા ડોળી એકનો. ૦)ાા મજુર એકનો.
૦)ન્નાા ઘોડા અથવા ગધેડાના જીવ એકના.

## અંબાજી જતી વખતે અને ત્યાંથી પાછા ફરતી વખતે ડોળી વગેરે વાહનો માટે યાત્રાળુઓને થતો ખર્ચ.

રૂ. પાા એક ડોળીના એક વખતના ફેરાના. ૦ાા૦ાા મજુર એકના
રૂ. ૧ાા≋ ઘોડા અથવા ગધેડા એકના.

ઉપર પ્રમાણે દાંતા અને સીરોહીનાં રાજ્યો તરફથી યાત્રાળુ વગેરે લોકો પાસે કેવા સખ્ત કરો લેવામાં આવે છે, તે ઉપરની હકીકત વાંચવાથી જણાય છે. જે ગરીબ માણસો કેટલીક જાતની કરકસર કરી થોડા પૈસા બચાવી અહીં આવે, તેની પાસેથી આવો સખ્ત કર લેવામાં આવે, તે તેમને કેવો ભારી પડે તેનો ખ્યાલ દરેક સમજુ શખ્સ ઉપરની હકીકત વાંચી સેહેલાઇથી કરી શકશે, એમ હું ધારૂં છું. વળી ગરીબ ડોળીવાળા અને મજુરો કે જેઓ પેટને વાસ્તે મનુષ્યનો બાર કેટલાક માઇલ સુધી ડુંગરાના રસ્તામાં ઉપાડી ચાલે છે, તેઓની પાસેથી પણ ઉપર પ્રમાણે ઘણોજ સખ્ત કર લેવામાં આવે છે, એમ કહ્યા વગર ચાલતું નથી. આ ઉપરથી સમજાશે કે પેટને વાસ્તે સખ્ત મજુરી કરવાવાળા મજુરોને પણ તેમની અંબાજી જતા આવતા થતી ઉપજમાંથી લગભગ ચાળીસ ટકા જેટલા પૈસા બે દેશી રજવાડાઓને કર બદલ આપવા પડે છે, એ ખરેખર દીલગીરી ભરેલું છે. આશા છે કે આ બંને સ્ટેટના

દયાળુ રાજકર્તાઓ પોતાની ગરીબ અને મજુરી કરવાવાળી રૈયતને અને યાત્રાળુઓને ભરવો પડતો આવો સખ્ત કર ઓછો કરવા જરૂર મહેરબાની કરશે. વળી અંબાજીમાં ખોરાકીની જણુસોના ભાવો ત્યાંના દુકાનદારોને દાંતાના રાજ્ય તરફથી નક્કી કરી આપવામાં આવે છે કે જેથી કરીને યાત્રાળુઓને ભાવતાલ કરવાની માથાકુટ પડતી નથી. ત્યાં સાત મોદીની દુકાનો છે અને દરેકને અઠવાડિયાના દરેક વાર વહેંચી આપેલા છે; એવી રીતે કે સોમવારે જેટલા યાત્રાળુઓ ત્યાં જાય, તે સોમવારના વારાવાળા મોદી પાસેથીજ સરસામાન લઈ શકે.

## વિદાયગીરીનો 'ભયો.'

વળી યાત્રાળુઓને ત્યાંથી પાછાં ફરતી વખતે અંબાજી માતાજીના પૂજારી કે જે ભટ્ટજીનાં નામે ઓળખાય છે, તેની પાસેથી રજા લઇ "ભયો" કરાવવો પડે છે (એટલે કે ભટ્ટજી મહારાજનો આશીર્વાદ મેળવી કંકુના થાપા કરાવવા પડે છે) આવી રીતે ભટ્ટજી મહારાજનો આશીર્વાદ મેળવી વિદાય થાય, તોજ યાત્રા પરિપૂર્ણ ગણાય છે અને માતાજી પ્રસન્ન થાય છે, એમ મનાય છે. વળી "ભયો" કરાવતી વખતે ભટ્ટજી મહારાજ યાત્રાળુઓ પાસે સખતાઈ ભરેલી રીતે દક્ષણા લેવામાં બીલકુલ ખામી રાખતા નથી. કેટલીકવાર યાત્રાળુઓ આ ભટ્ટજી મહારાજથી ધણા કંટાળે છે, પણ આખરે લાચારી સાથે કરજના ખાડામાં ઉતરીને પણ યાત્રાળુઓને ભટ્ટજીનું મન રાજી કરવું પડે છે. "ભયો" કરાવવાનો કાંઇ ફરજીયાત ધારો નથી, ધણાખરા ભોળા યાત્રાળુઓ "ભયો" કરાવ્યા વગર યાત્રા સંપૂર્ણ થઇ માનતા નથી, તેથી આવા ભટ્ટજીના જુલમને તાબે થઇ તેમને રાજી રાખવા પડે છે. ભટ્ટજીની આવી સખ્તાઈ ભરેલી રીતે

લીધેલી બધી દક્ષણા કાંઇ તેની પાસે રહેતી નથી. ભટ્ટજીને દાંતાના રાણાને અમુક ઠરાવ પ્રમાણે દર વરસે પંદરથી વીસ હજાર જેટલી મોટી રકમ ભરવી પડે છે. હવે એતો સ્વભાવિક છે કે જ્યારે દાંતાના રાણા ભટ્ટજી પાસે મોટી રકમ લે, તો પછી ભટ્ટજી તે રકમ ઉપ-રાંત વધુ નફો મેળવવા યાત્રાળુઓ ઉપર જુલમ કરી નાણા કઢાવે. આ બાબતમાં પણ દાંતાના દયાળુ રાણા કાંઇ સુધારો કરી લોકોનો આશીર્વાદ મેળવશે, એવી આશા છે.

## જૈનોના પ્રખ્યાત દેવળો.

અંબાજીથી ત્રણ માઇલ દૂર કોટેશ્વર મહાદેવનું રમણિય પુરા-તન સ્થાન આવેલું છે કે જ્યાંથી સરસ્વતિ નદી નીકળી છે. વળી અંબાજીથી દોઢ માઇલ દૂર કુંભારીયા ગામમાં જૈનોના પાંચ પ્રખ્યાત દેવળો આવેલાં છે કે જે વીમળશા નામના એક જૈન વેપારી કે જેના ઉપર અંબાજી માતા પ્રસન્ન થયાં હતાં. તેના તરફથી બાંધ-વામાં આવેલા છે અને તે દેવળોની આરસપહાણુની બાંધણી અને નકસીનું કોતરકામ એવું તો સરસ છે કે આપણુને તે જોતાંજ એવું ભાન થાય છે કે દેવીની ખરી સહાયતા વગર આવું ઉમદા આરસ-પહાણુના દેવળોનું કામ આવાં જંગલોમાં થવું ઘણુજ મુશ્કેલ છે વળી ત્યાં અમદાવાદવાળા શેઠ મનસુખભાઇ ભગુભાઇએ એક સુંદર વિશાળ ધર્મશાળા બંધાવી છે કે જેનો લાભ જૈન યાત્રાળુઓ મોટે ભાગે લે છે. વળી અંબાજીમાં માન સરોવર નામનું તળાવ છે કે જેમાં સ્નાન કરવાનું મોટું પુણ્ય ગણાય છે. આ સ્થાનમાં અજાયબી ભરેલું એ છે કે અંબાજીમાં કોઇ પણ યાત્રાળુથી તેલ વપરાતું નથી. તેઓમાંના દરેકને ખાવામાં, ચોળવામાં અને માથામાં નાખવાને ઘી

વાપરવું પડે છે. આખા અંબાજીમાં ફક્ત બટુક ભૈરવનું દેવળ છે કે જે દેવળમાંજ ફક્ત તેલ વપરાય છે. માતાજીની આરતી સવારે, બપોરે અને રાતે થાય છે કે જે વખતે યાત્રાળુઓ મોટી સંખ્યામાં હાજર રહી માતાજીનાં દર્શનનો લાભ લે છે. અંબાજીનું સ્થાન પહાડોની વચ્ચે હોવાથી ઘણુંજ રમણિય લાગે છે. વળી ત્યાંની હવા અને પાણી પણ ઘણાંજ સારાં છે એટલે યાત્રાળુઓને આવાં સ્થાનમાં આવવાથી માતાજીનાં અમુલ્ય દર્શન ઉપરાંત હવાફેરનો સારો લાભ થાય છે, એમાં જરા પણ શક નથી. જે યાત્રાળુઓ અહીં બાળકોના મવાળા (બાલ) ઉતરાવે છે તેમને માતાના માળીને અને હજામને અમુક લાગો દેવો પડે છે અને તે ઉપરાંત ભટ્ટજીને ચોકસ સીધાંઓ આપવાં પડે છે. દાંતાના રાણા તરફથી અને સીરોહીના રાજા તરફથી ઉપર પ્રમાણે જે ભારે કર લેવામાં આવે છે, તેમાંનો થોડોક ભાગ તે લોકોને યાત્રાળુઓનાં રક્ષણાર્થે બીલોની ચોકી વગેરે રાખવા માટે ખરચવો પડે છે. બંને રાજ્યો તરફથી પોતપોતાની હદમાં યાત્રાળુઓનાં રક્ષણ માટે ઘણોજ સરસ ચોકી પોહેરો રાખવામાં આવે છે, એમ નજરે જોનારને કહ્યા વગર ચાલતું નથી.

## "ગબ્બર" ડુંગર.

અંબાજીમાં "ગબ્બર" નામનો ડુંગર છે કે જેને માટે એવી દંતકથા છે કે માતાજીનું ભોંયરૂં તે ડુંગરમાં છે અને તે ભોંયરામાં માતાજી હીંચકા ઉપર ઝુલતા હોય, તેના જેવો અવાજ કોઈ કોઈવાર ત્યાં જનારાઓને સંભળાય છે. તે ડુંગર ઉપર ચઢવાનો રસ્તો ઘણોખરો સીધો ઉંચાઈમાં છે અને તે ચઢનારને બહુ ભારે લાગે છે અને તે ઉપરથી એવી કહેવત થઇ પડી છે કે " જે જાય "ગબ્બર"

તે થાય જબર" (બળવાન) ત્યાંની યાત્રાની મોસમ આશોથી વૈશાખ સુધીની ગણાય છે. તેમાં ખાસ કરીને ત્યાંની હવા માગસરથી ફાગણ સુધી ઘણીજ સુખાકારીવાળી ગણાય છે. ત્યાં આશરે પચાસેક ધર્મશાળાઓ જુદા જુદા ગ્રહસ્થો તરફથી બંધાયલી છે કે જેમાંની પાંચથી સાત ધર્મશાળાઓ પાકી બાંધણીની અને સગવડવાળી અને સુંદર દેખાવની છે. ધર્મશાળામાં ઉતરનારને સફાઈના ખર્ચ શિવાય કાંઇ પણ ભાડું આપવું પડતું નથી, એ પણ ખરેખર યાળુઓને માટે ઘણું સારૂં છે. છેવટે લખવાનું કે આવા પવિત્ર અને સુખાકારીવાળાં ધામની મુલાકાત લેવાથી આપણા મનને અને તનને ફાયદો થાય છે, એમાં જરા પણ શક નથી.

---

## માઉન્ટ આબુ.

—xxx—

રજપુતાના માળવા રેલવેનું આબુરોડનું સ્ટેશન છે. ત્યાંથી માઉન્ટ આબુ જવાય છે. માઉન્ટ આબુ આબુરોડથી સતર માઇલ દૂર હિંદુસ્તાનની શીતળ ટેકરીઓમાં માઉન્ટ આબુ ખરેખર સુંદર અને રમણિય સ્થળ છે ત્યાંની હવા ખાવાની મોસમ માર્ચથી જુલાઇ સુધીની ગણાય છે કે જે અરસામાં રજપુતાનાના ગવરનરનો એજન્ટ, ઘણા દેશી રાજાઓ, યુરોપિયનો, પારસીઓ અને હિંદુઓ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી ત્યાં હવા ખાવા માટે દર વરસે જાય છે. કેટલાક દેશી રાજાઓએ અને શ્રીમંતોએ તો ઘણા ભવ્ય બંગલાઓ ત્યાં બાંધેલા છે. ત્યાં જવા માટે ભાડાના ટાંગા, એકા, ગાડી,

વગેરે વાહનો આબુગેડમાં મળી શકે છે. ત્રણથી પાંચ વર્ષની બંધીથી ચોકસ કંપનીને નક્કી કરી આપેલા ભાડાંના દરથી વાહનો લાવવા લઇ જવાનો કંટ્રાકટ નામદાર અંગ્રેજ સરકાર તરફથી ત્યાં આપવામાં આવે છે એટલે આ પહાડ ઉપર જવાનું ભાડું ઠરાવવાને મુસાફરોને બીલકુલ અગવડ રહેતી નથી. બે ઘોડાના આખા ટાંગાનું ભાડું—જેમાં ત્રણ માણસો બેસી શકે તેવું ભાડું ત્યાં જવા માટે રૂ. ૧૦ હોય છે. તે ટાંગામાં એક 'સીટ' રાખવી હોય, તો રૂ. ૩॥ પડે છે. ટાંગાને પહાડ ચઢતાં ત્રણથી સાડાત્રણ કલાક લાગે છે. એક ઘોડાના એકાનું ભાડું રૂ. ૪ પડે છે. અને તેને પહોંચતાં પાંચ કલાક લાગે છે. ગાડાંઓ સવાત્રણ રૂપીયે મળે છે કે જેને પહોંચતાં બારથી ચૌદ કલાક લાગે છે. રબર ટાયરની ફેટીન ગાડી ચાર ચાકની રૂ. ૨૫ થી ભાડે મળે છે કે જેને પહોંચતાં ત્રણ કલાક લાગે છે. મારા ધારવા પ્રમાણે ટાંગાઓ ઘણા સસ્તા અને વધારે સગવડવાળા હોય છે. જો તમે વાહનનો કંટ્રાકટ રાખનાર કંપનીને તારથી અગાઉ ખબર આપો, તો તમારે માટે તમારી મરજી મુજબ વાહનોની ગોઠવણ તેઓ અગાઉથી કરી રાખે છે. જે સતર માઇલનો ડુંગર ચઢવાનો છે, તે એવો તો સખ્ત છે કે ચાલુ રીતે ઉંચાઇમાં અને ઉંચાઇમાં સતર માઇલ સુધી મુંગા જનાવરોને ચઢવું પડે છે. ડુંગર ઉપર ચઢતાં જુદીજુદી જાતના પહાડો અને ખીણોના અલૌકિક અને રમણિક દેખાવો આપણી નજરે પડે છે કે જે જોઇ કુદરતની અદ્ભુત કળાનું આપણને ભાન થાય છે. ત્યાંથી નીચે ઉતરતાં ચઢવાના વખત કરતાં એકથી દોઢ કલાક ઓછો લાગે છે. માઉન્ટ આબુને ગુજરાતના નામીચા કવિશ્વર દલપતરામે "ગિરિરાજ" એટલે પર્વતોના રાજાની ઉપમા આપેલી છે, અને નજરે જોનારને એ ઉપમા ખરી છે એમ

લાગે છે. માઉન્ટ આબુ ઉપર જવાની સડક અને પહાડ ઉપરના જુદી જુદી જાતના સુંદર રસ્તાઓ બાંધવાને અંગ્રેજ સરકારે બીજા દેશી રાજાઓ સાથે મળી આશરે નેવું લાખ રૂપીયા ખરચેલા કહેવાય છે. માઉન્ટ આબુ દરિયાની સપાટીથી ચાર હજાર છસો ફીટ ઉંચો છે, અને તેની ઉંચાઆમાં ઊંચું શીખર કે જે ગુરૂ શીખર તરીકે ગણાય છે, તે તો પાંચહજાર છસોં ફીટ ઊંચું છે. માઉન્ટ આબુનું બજાર ઘણુંજ સુંદર છે અને ત્યાં દરેક જાતની આપણી તેમજ યુરોપિયન અને પારસી બરની ખોરાકીની જણુસો, શાકભાજી, ફ્રૂટ, કટલરી સામાન, ગરમ અને સુતરાઉ કાપડ, ફેન્સી રમકડાં, વગેરે મોટા શેહેરોની માફક સેજ વધુ દામ આપવાથી મળી શકે છે. ત્યાં અંગ્રેજો અને પારસીઓ માટે "રજપુતાના હોટેલ" નામનું હોટેલ સુંદર જગા ઉપર આવેલું છે. હિંદુભાઇઓ માટે હોટેલ વગેરેની ત્યાં બીલકુલ સગવડ નથી. ત્યાં માથેરાન મહાબળેશ્વરની માફક બંગલાઓ સીઝનનાં ભાડાંથી મળી શકે છે, પણ ત્યાં જનારાઓ મોટે ભાગે તેઓના પોતાની માલેકીના બંગલાઓ રાખે છે. ત્યાં એક સુંદર પોલો ગ્રાઉન્ડ હોકીકલબ, હાઇસ્કુલ, અંગ્રેજી સ્કુલ, દવાખાનું, હોસ્પીતાલ, "નેક તલાવ" નામનું સુંદર રમણિક તળાવ, દેલવાડાનાં જૈન દેવળો, અચળગઢનાં જૈન દેવળો, ગુરૂશીખર, વશિષ્ટ અથવા ગૌમુખ, સનસેટ પોઇન્ટ, અધરદેવી, પાલનપુર પોઇન્ટ વગેરે જોવા લાયક જગ્યાઓ છે, કે જે બધી જગ્યાઓ શાંતિથી જોવાને આ સુંદર પહાડ ઉપર આવનારને ઓછામાં ઓછા આઠથી દસ દીવસ લાગે છે. ત્યાંની હવા ઘણીજ સુંદર છે. બહુ સખ્ત ઠંડી પણ પડતી નથી અને ગરમી પણ લાગતી નથી, પણ રાતદીવસ આનંદ લાગે તેવી ઠંડક રહે છે. ટેંપરેચર ૬૯. થી ૭૦ ડીગ્રી સુધી એપ્રીલ અને મે મહીનામાં રહે

છે કે જે બે મહીના ત્યાંની ખરી હવા ખાવા લાયક સીઝન ગણાય છે. ત્યાંનું પાણી ઘણુંજ મીઠું અને પાચક છે. દેલવાડા ત્યાંથી બે માઇલ દૂર છે કે જ્યાં જૈનોના ચાર ઘણાજ કીંમતી આરસપહાણની નકસીવાળાં દેવળો છે. વળી એ દેવળોને લગતી સુંદર વિશાળ ધર્મશાળા પણ છે. આ દેવળો ચારસોથી પાંચસો વરસ અગાઉ વીમળશા, વસ્તુપાળ, અને તેજપાળ નામના જૈન વેપારીઓએ બંધાવેલાં છે અને તે બાંધવા પાછળ પંદરથી અઢાર કરોડનો ખર્ચ કરેલો કહેવાય છે. તે દેવળો આરસના બાંધેલાં છે અને તેમાં આરસના થાંભલા, આરકાંઓ અને શીલીંગો વગેરેમાં એવી તો ઉત્તમ કારીગરીવાળી બારીક નકસીનું કીંમતી કોતરકામ કરેલું છે કે જે જોવાથી આપણને એવો વિચાર થાય છે કે આજના વખતમાં મોટા ચક્રવર્તી રાજાની પણ આ જૈન વેપારીઓની માફક એટલી મોટી રકમ દેવળો પાછળ ખરચવાની ઇચ્છા નહીં થાય. ખરેખર આ દેવળોને હિંદુસ્તાનના ઝવાહીર તરીકે ગણીએ તો તેમાં જરાએ ખોટું નથી. અંગ્રેજ, પારસી વગેરે પરકોમના મુસાફરો કેનવાસના બુટ પહેરી આ દેવળોની ઉમદા નકસીવાળું કોતરકામ જોવા જઇ શકે છે. ત્યાંની ધર્મશાળામાં જૈન ઉપરાંત કોઇ પણ જાતનો હિંદુ જાય છે, તો તેને પણ વાસણ, બીછાના અને ખોરાકીની જણસો વગેરેની સગવડ દેવળ અને ધર્મશાળાના મેનેજર તરફથી કરી આપવામાં આવે છે. આ સગવડ એવી તો સરસ હોય છે કે જૈન શિવાયનો બીજો ધર્મ પાળતા હિંદુઓને દાખલારૂપ થઇ પડે છે. ત્યાંની ધર્મશાળા એવી તો મોટી છે કે પચાસથી પોણોસો કુટુંબો તેમાં રહી શકે છે. માઉંટ આબુથી છ માઇલ દૂર અચલગઢ કરીને સુંદર જગા છે કે જ્યાં ડુંગર ઉપર જૈનોનાં પાંચ દેવળો એક ઉપર એક ઊંચાઇમાં બાંધેલાં

છે. સૌથી ઊંચું દેવળ જમીનની સપાટીથી આશરે પાંચસોથી છસો ફીટ ઊંચુ ડુંગર ઉપર આવેલું છે. ત્યાં નીચેની બાજુ એક સુંદર તળાવ અને અચળેશ્વર મહાદેવનું પુરાણું સ્થાન છે. વળી ત્યાં ઘણા સુવાસિક મોટા પીળા ચંપાના ફુલોનાં ઝાડો છે, તે એવાં તો મોટાં અને સુંદર લાગે છે કે આંબાના અને વડના જેવાં મોટા છાયાવાળાં વૃક્ષો હોય તેવાં જણાય છે. ત્યાંનાં જૈનોનાં દેવળોમાં દસ સોનાની મૂર્તિ છે કે જે નક્કર સોનાની છે અને તેમાં ૧૪૪૦ ) મણ સોનું વપરાયલું છે એમ કહેવાય છે. પહાડ ઉપરના ઊંચા દેવળની અગાસી ઉપરથી એવો તો ઉમદા કુદરતી દેખાવ લાગે છે કે જાણે આપણે સ્વર્ગની ટેકરી ઉપરથી સૃષ્ટિની સૌંદર્યતા નીહાળતા હોઇએ. આ પ્રમાણે માઉન્ટ આબુ અને તેના ઉપરથી જુદી જુદી જગ્યાઓ ખરેખર જોવા લાયક છે અને દરેક શ્રીમંત ગ્રહસ્થને આવા રમણિય સ્થળની જરૂર મુલાકાત લેવા ભલામણ કરવામાં આવે છે.

---

## માબાપનો સંતતિ તરફનો અદ્ભુત પ્રેમ.

કોઇ એક મોટા શહેરમાં રતના નામનો ખારવો રહેતો હતો. તે મકાનોના નળીયાં ચાળવાનું કામ કરતો હતો. રતનાને મંગળીયા નામનો એક વરસનો છોકરો હતો. રતનાની ઘરડી મા ઘરનું કામ-કાજ કરવામાં તેની વહુને મદદ કરતી અને તેઓ સલાહસંપથી આનંદમાં દિવસો કાઢતા હતા. ચોમાસું નજીક આવ્યું છે, એમ સમજી રતનો એક દિવસ પોતાના ઘરના છાપરાનાં નળીયાં ચાળવા

માટે પોતાના ઘરને છાપરે ચહડયો. સવારથી બપોર સુધી તે છાપરા ઉપર નળીયાં ચાળવાનું કામ કરતો હતો, અને જમવાનો વખત થઇ ગયો, છતાં રતનાએ તેના છાપરાનું કામ પુરૂં કર્યા પછીજ નીચે ઉતરી જમવાનો મનમાં દૃઢ વિચાર કર્યો હતો. જમવાનો વખત થયા પછી રતનાને છાપરા ઉપરથી નાચે ઉતરી જમવાને રતનાની ઘરડી માએ ઘણાએ કાલાવાલા કર્યા, પણ તેણે માન્યું નહીં. તેણે કહ્યું કે માજી, હું તો બધું કામ આજે પુરૂં કર્યા પછીજ નીચે ઉતરીશ. અને તમને ભૂખ લાગી હોય તો જમી લ્યો. પોતાનો દીકરો ખરા ઉનાળામાં સુરજના સખ્ત તાપમાં ખાધા વગર કામ કરતો હતો; તેથી રતનાની માનું મન ઘણુજ નારાજ હતું અને માતૃપ્રેમને લીધે તે પણ પોતાના દીકરાને જમાડયા વગર જમવા બેઠી નહીં. બે વાગી ગયા છતાં રતનો નીચે ઉતર્યો નહીં: તેથી તેની શાણી ઘરડી માએ રતનાને ઉતારવાને એક યુક્તિ શોધી કાઢી. રતનાનો મંગળીયો નામનો એક વરસનો દીકરો હતો, તેને લઇને પોતે છાપરા ઉપર ચહડી અને રતનો કામ કરતો હતો: તેની સામે સૂરજના સખ્ત તાપમાં છાપરા ઉપર બેઠી. પાંચેક મીનીટ થઇ એટલે રતનાએ પોતાના દીકરા મંગળીયાને પોતાની માના ખોળામાં સખ્ત તડકામાં તપતો જોયો, એટલે રતનાએ કહ્યું કે માજી, મંગળીયો તડકામાં હેરાન થશે, માટે તેને નાચે લઇ જાઓ. રતનાની શાણી ઘરડી મા પોતે કાંઇ સાંભળ્યું નથી એવો ડોળ કરી બીજી દિશા તરફ જોવા લાગી. બીજી પાંચ મીનીટ થઇ; છતાં રતનાની મા મંગળીયાને લઇને નીચે ઉતરી નહીં, એ જોઇ રતનો ખૂબ ઉશ્કેરાઇને બોલ્યો કે માજી, તમે કાને બહેરાં છો કે કેમ? મંગળીયો તડકામાં હેરાન થાય છે, તેનું કાંઇ તમને ભાન છે કે! માટે તમે તરતજ

મંગળીયાને નીચે છાંયામાં લઇ જાવ. નહીં તો મંગળીયો સખ્ત તાપ લાગવાથી માંદો પડશે. હવે પેલી ઘરડી ડાહી માએ વિચાર કર્યો કે આ વખતે રતનાને ચાનક લાગે તેવા બે બોલ કહેવાની જરૂર છે, એવું સમજી તે બોલી કે "ભાઇ રતના, પહેલાં તું છાપરા ઉપરથી નીચે ઉતર; પછી હું મંગળીયાને લઇને નીચે ઉતરીશ. કારણ કે મંગળીયો તારો છોકરો છે અને તેને માટે તારા મનમાં જેવી પ્રેમની અને હેતની લાગણીઓ થાય છે, તેવીજ રીતે તું પણ મારો દીકરો છે, તો મારા મનમાં પણ એવીજ લાગણીઓ થાય છે. કારણ કે પુત્ર તરફનો પ્રેમ તો માબાપને સ્વભાવિક એક સરખો જ હોય છે; માટે જેમ તારા મનમાં થાય છે કે મારો મંગળીયો તડકામાં હેરાન થશે તેવીજ રીતે મારા મનમાં પણ થાય છે કે મારો રતનો તડકામાં હેરાન થશે; માટે જેમ તું તારા છોકરાને છાંયડામાં સુખ આપવાને તૈયાર થયો છે; એવીજ રીતે હું પણ તુંને નીચે છાંયડામાં ઉતારવા માગુંછું. માટે ભાઇ, પહેલાં તું ઉતર, પછી હું મંગળીયાને લઇને ઉતરીશ." રતનાએ વિચાર કર્યો કે આજે માજીએ મને ખરેખર શીખામણ આપી છે. અને જેમ મને મારા છોકરા માટે હેતનો ઉમળકો આવે છે, તેવીજ રીતે મારી ઘરડી માને મારે માટે આવતો હશે. એવું સમજી રતનો નીચે ઉતર્યો કે તરતજ તેની વૃદ્ધ મા પણ મંગળીયાને લઇને આનંદથી નીચે ઉતરી, અને રતનાને લઇને ખાવા બેઠી. આ ઉપરથી સમજવાનું છે કે માબાપનો પ્યાર સંતતિ માટે કેવો નીખાલસ હોય છે, તેનું ભાન સંતતિને બીલકુલ હોતું નથી. પણ જ્યારે પોતાને ઘેર છોકરાં થાય છે, ત્યારેજ માબાપના નીખાલસ પ્રેમનો અનુભવ રતના ખારવાની માફક થાય છે. આજકાલ કેટલાક છોકરાંઓ પોતાના ઘરડા માબા-

પને દુઃખ દે છે, મારે છે, ગાળો દે છે, અપમાન કરે છે, ન કરવાનાં કામો તેમની પાસે કરાવે છે, તેમને પેટ પુરતું અને સારૂં ખાવાનું પણ આપતા નથી, એ ખરેખર ઘણુંજ દીલગીરી ભરેલું છે. કુદરત આવા દુષ્ટ છોકરાંઓને તેમની આવી નિર્દય અને ઘાતકી વર્તણુક માટે મોડે યા વહેલે શિક્ષા કર્યા વગર રહેનાર નથી. અને આવાં છોકરાંઓ ખરેખર આ દુનિયામાં કદિ સુખી થનાર નથી, એ ખાત્રીથી માનજો. છેવટે માબાપનો સંતતિ માટેનો પ્યાર એજ ખરેખરો બિનસ્વાર્થી અને નીખાલસ પ્યાર છે અને માબાપના પ્રેમ જેવો પ્રેમ સંતતિ માટે આ દુનિયામાં કોઇ બતાવી શકશે નહીં.

---

## સૃષ્ટિનો મહાન નાટક.

આપણામાંથી ઘણા સ્ત્રી પુરૂષોએ ઘણી જાતના નાટકો જોયા હશે, પણ તેઓમાંથી ઘણાજ થોડા મનુષ્યોએ આ સૃષ્ટિના મહાન નાટક સંબંધી વિચાર કર્યો હશે. આ દુનિયામાં પરમેશ્વરે આપણને નાટકકાર તરીકેની જીંદગી બક્ષી છે. જેમ નાટકકાર પોતાનો પાઠ સારી રીતે ભજવી પ્રેક્ષકોને ખુશી કરવા પ્રયત્ન કરે છે, તેજ પ્રમાણે આપણે આપણી જીંદગીની જુદી જુદી ફરજો બજાવી દુનિયામાં જન્મથી તે મરણ સુધીમાં આપણા સમાગમમાં આવનાર દરેક જણને આપણે ખુશી કરી અગર સંતોષ આપી આપણી નાટકકાર તરીકેની જીંદગી ફતેહમંદ બનાવવાની જરૂર છે. જેઓ પોતાનો નાટકકાર

તરીકેનો પાઠ બરાબર ભજવી શકતા નથી, તેઓ ખરેખર જીંદગીમાં ફતેહમંદ થયેલા ગણાતા નથી. જેમ અમુક નાટક ત્રણથી પાંચ અંકી હોય છે, તેજ પ્રમાણે આપણી જીંદગીનો નાટક પણ પાંચ અંકી છે. હાલના જમાનામાં મનુષ્યની જીંદગી એકસો વર્ષની ગણાય છે. તેમાં પહેલાં વીસ વર્ષ સુધીનો પહેલો અંક બાળ અને વિદ્યાર્થી અવસ્થાનો દરેક જણને પ્રાપ્ત થયેલ હોય છે. વીસ વર્ષથી ચાળીસ સુધીનો બીજો અંક ધંધો રોજગાર કરી પૈસા મેળવવાનો ગણાય છે, ચાળીસથી સાઠ વર્ષ સુધીનો ત્રીજો અંક માન, આબરૂ અને પૈસો મેળવવાનો છે. સાઠથી એંશી સુધીનો ચોથો અંક પરમાર્થનાં કામો કરવાનો, મેળવેલી દોલતનો શુભ વ્યય કરવાનો, અને ઇશ્વર ભજન કરવાનો છે અને એંસીથી એકસો વર્ષ સુધીનો પાંચમો અંક ભજવવાને જો કોઇ મનુષ્ય અગર સ્ત્રી ઇશ્વર કૃપાથી જીવતાં રહે, તો તેણે વધુ ઇશ્વિર ભજન કરી અને સન્યાસ અગર એકાંતવાસ ગ્રહણ કરી કાયાનું વધુ કલ્યાણ કરવાનો છે. આ જીંદગીનો પાંચ અંકી નાટક સંપૂર્ણ ભજવવા માટે ઘણા થોડાજ મનુષ્યો આ પૃથ્વીમાં ભાગ્યશાળી થાય છે. કેટલાકો પહેલે, બીજે કે ત્રીજે અંકે મરણ પામે છે. જેમ હાલના જમાનામાં ભજવાતાં નાટકો અમુક કલાક ભજવાય છે, તેવીજ રીતે જીંદગીનો મહાન નાટક ચોકસ કલાકો, મહીનાઓ અને વર્ષો સુધી આપણી આયુષ્યનાં પ્રમાણમાં ચાલે છે. જેમ નાટકકારને નાટકમાં જુદી જુદી જાતના પાઠો લેવા પડે છે, જેમકે અમુક નાટકકાર એક વખત રાજાનો પાઠ ભજવે છે, તો બીજી વખત તેને પ્રધાનનો પાઠ ભજવવો પડે છે અને ત્રીજી વખત કોઇ સાધુ, બ્રાહ્મણ અથવા કોઇ હલકા દરજ્જાના માણસનો પાઠ ભજવવો પડે છે, તેવીજ રીતે આપણી જીંદગીમાં પણ આપણી સ્થિ-

તિમાં ઘણાજ ચમત્કારીક ફેરફારો થયા કરે છે. એક વખત જે માણુસ તદ્દન ગરીબ સ્થિતિમાં રખડતો હોય છે અને જેને કોઇ ચહાતું નથી અને જેનું અપમાન દરેક જણુ કરે છે, તેજ મનુષ્ય સારો શ્રીમાન્ અને લોકપ્રિય ટુંક વખતમાં જ્યારે થાય છે, ત્યારે દરેક જણુ તેને માન આપે છે. તેવીજ રીતે ગર્ભશ્રીમંતપણામાં ઉછરેલા લોકો કેટલીકવાર કેટલાક સંજોગોને લઇને ગરીબાઇમાં આવી પડે છે. ઘણી મુદ્દત સુધી ઘણીજ સારી સુખાકારીમાં રહેતાં સ્ત્રીપુરૂષો એકાએક ભયંકર રોગોથી પીડાતાં જણાય છે અને કેટલીકવાર દુષ્ટ ચેપી રોગોથી પીડાતા કેટલાકો તદ્દન તનદુરસ્ત બની સારી સુખાકારી ભોગવે છે. ઘણા મોટા કુટુંબવાળો અને ઘણાં બાળબચ્ચાંઓવાળો મનુષ્ય કેટલીકવાર કુટુંબીજનોમાં ઘણાં મરણો થવાથી એકલો દુ:ખી જીવન ગાળતો જણાય છે અને એક સુખી જોડું ઇશ્વર કૃપા હોય; તો ઘણાં બાળકોના માતા પિતાનું સુખ ભોગવી મોટાં કુટુંબવાળું ટુંક સમયમાં થઇ શકે છે. કેટલીકવાર કોઇ મોટા અમલદારને કેટલાંક કારણોને લઇને બરતરફ થઇ માન ભંગ થવું પડે છે અને ઘણીવાર સાધારણુ ગણાતો મનુષ્ય દુનિયાની અજાયબી વચ્ચે મોટો અમલદાર થઇ જાય છે. આ સર્વે જાતની ઉપર લખેલી સ્થિતિઓ ભોગવવી; એજ આ સૃષ્ટિના મહાન નાટકની ખૂબી છે. નાટક કંપની તરફથી ભજવાતા કલ્પિત નાટકોમાં અને આપણી જીંદગીના નાટકમાં ફરક એટલોજ છે કે કલ્પિત નાટકોમાં એક પડદા પાછળના બીજા પડદામાં શું દેખાવ થવાનો છે, તે આપણે જાણીએ છીએ, પણ આપણી જીંદગીના નાટકમાં અમુક મીનીટ અગર કલાક પછીની જીંદગીમાં આપણે કેવો પાઠ ભજવવાનો છે એટલે કે આપણે કેવી સ્થિતિમાં જીવન ગાળવાનું છે, તે આપણે બીલકુલ જાણી શકતા

નથી. ભાવિના પડદા પાછળ શું છે, તે જેમ આપણે જાણતા નથી, તેવીજ રીતે આપણી જીંદગીના નાટકમાં બીજો પડદો કેવા દેખાવનો આવશે, તે પણ આપણે જાણી શકતા નથી. જેમ કલ્પિત નાટકનો રચનાર કોઇ વિદ્વાન મનુષ્ય હોય છે, તેવીજ રીતે આ સૃષ્ટિનો મહાન નાટક રચનાર જગતકર્તા પરમેશ્વર છે. નાટકકારને કેટલીકવાર પોતાનો પાઠ ભજવતાં જેમ હાસ્ય અને રૂદનનો અનુભવ થાય છે, તેવીજ રીતે આપણને પણ હર્ષ અને શોક આપણી જીંદગીના મહાન નાટકમાં થયા કરે છે. આ ઉપરથી સમજવાનું છે કે કલ્પિત નાટકમાં અમુક પાઠ ભજવનારની એની એજ સ્થિતિ જેમ કાયમ રહેતી નથી, તેવીજ રીતે આપણી જીંદગીના નાટકમાં પણ આપણી સ્થિતિ એકજ પ્રકારની બીલકુલ રહેતી નથી, પણ તેમાં ફેરફાર થયાજ કરવાનો. આપણી સારી સ્થિતિનો અને આબાદીના પડદાવાળો આપણી જીંદગીના નાટકનો અંક આપણે ભજવતા હોઇએ, ત્યારે આપણો પાઠ પ્રમાણિકપણે ભજવાય તેનું આપણે ખાસ ધ્યાન રાખવું જોઇએ, કારણ કે પ્રમાણિકપણે કરેલાં કાર્યનો બદલો કદાપિ ખોટો થતો નથી; વળી કહેવત છે કે 'અમલ, આયુષ અને જુવાની એ ત્રણે વીજળીના પલકારા જેવાં છે' તો જે વખતે આપણી જીંદગીનો આબાદીના પડદાવાળો નાટક આપણે ભજવતા હોઇએ, તે વખતે બીજાનું ભલું અને કલ્યાણ જેમ થાય તેમ ઇચ્છવું અને કામ, ક્રોધ અને લોભના દુષ્ટ ચેપથી બનતાં સુધી દૂર રહેવાય તેમ કરવું. જેઓને ભવિષ્યમાં દુઃખી થવાનું હોય છે, તેઓને જીંદગીના નાટકના આબાદીના પડદા વખતે સદ્દબુદ્ધિ સૂઝતી નથી અને હિતેચ્છુઓનાં બોધવચનો કડવાં ઝેર જેવાં લાગે છે. આજકાલ કલ્પિત નાટકો જોવા ઘણા માણસો લલચાય છે. પણ આ સૃષ્ટિનો

મહાન નાટક રાતદિવસ ચાલુ જ છે અને દરેક મનુષ્ય નાટકકાર તરીકેની જીંદગી આ દુનિયામાં પસાર કરે છે, તેનો વિચાર ઘણાજ થોડા મનુષ્યો કરતા હશે એમ હું ધારૂંછું. સારા અને ચાલાક નાટકકારનો (એકટરનો) ઉત્તમ પાઠ જોઇ પ્રેક્ષકો ઘણા ખુશી થાય છે, તેવીજ રીતે આપણે આપણી જીંદગીમાં સારાં કર્મો કરી આપણા સમાગમમાં આવનારાઓને આપણે ખુશી કરવાથી તેઓ આનંદ પામે છે. હવે આપણે આપણી જીંદગીના નાટકનો ટુંક સાર શું છે, તે ઉપર વિચાર કરીએ. જેમ જોડી કાઢેલા નાટકમાં કુસંગવાળાઓને અને દુરાચારીને અંતે દુઃખી થવું પડે છે અને પ્રમાણિક અને નીતિવાળાને શરૂઆતમાં કદાચ થોડા દુઃખનો અનુભવ કરવો પડે છે, પણ અંતે તેઓ સુખી થતા જણાય છે; તેવીજ રીતનું પરિણામ આ સૃષ્ટિના મહાન નાટકમાં પણ દરેક મનુષ્યના સંબંધમાં આવે છે. આવા દાખલાઓ અને પરિણામો નાટકોમાં જુએ છે, છતાં કેટલાકો દુષ્ટ કર્મ કરતાં અચકાતા નથી, એ અજાયબી ભરેલું છે. જો તમે એક ચિજ જુઓ, તો તેમાં સાર અગર અસાર શું છે તે તમારે સમજવું જોઇએ અને સારને ગ્રહણ કરી તમારે અસારનો ત્યાગ કરવો જોઇએ. છેવટે પરમદયાળુ પરમેશ્વર દરેક સ્ત્રી અગર પુરૂષને આ સૃષ્ટિના મહાન નાટકનો પાંચ અંકો ફતેહ સાથે ભજવવાને દિર્ઘાયુષ્ય સાથે સદ્દબુદ્ધિ આપે, એમ હું ખરા અંતઃકરણથી ઇચ્છું છું.

## દુનિયામાં ખરેખરો સુખી કોણ છે?

આ દુનિયામાં ગરીબ અને મધ્યમ સ્થિતિના માણસો હમેશાં એવું માને છે કે જેની પાસે ધન (પૈસો) છે તેજ ખરેખર સુખી છે. પણ એવા ઘણાજ થોડા દાખલાઓ હોય છે કે જેમાં શ્રીમંતો

દરેક રીતે ખરેખરા સુખી માલમ પડયા છે. વિદ્વાન્ મરહુમ કવિશ્વર દલપતરામે આ દુનિયાના વૈભવો કેવા છે તે વિષે એક કવિતામાં નિચે પ્રમાણે કહ્યું છે:—

( ઝુલણા છંદ )

તંતુ કાચાતણો સાર સંસાર છે, સાંધીએ સાત ત્યાં તેર તુટે,
શરીર આરોગ્ય તો યોગ્ય સ્ત્રી હોય નહીં, યોગ્ય સ્ત્રી હોય ખોરાક ખુટે;
હોય ખોરાક તો યોગ્ય સંતાન ઉર, હોય સંતાન રીપુ લાજ લુટે,
એ બધું સુખ જો હોય દલપત કહે, સમીપ સંબંધીનુ શરીર છુટે.

આ ઉપરથી જણાશે કે દુનિયામાં બધી જાતનાં સુખો તો ઘણાજ થોડાને પ્રાપ્ત થયાં હશે, બાકી થોડી ઘણી ખામીવાળાં સુખો તો ઘણાને હોય છે પણ તે ખરેખર સુખી ગણાતા નથી. કહેવત છે કે “ કોઇ તન દુ:ખી, કોઇ મન દુ:ખી, અને કોઇ ધન દુ:ખી ” એટલે કે આ દુનિયામાં કેટલાકો અનેક પ્રકારના વ્યાધિથી અને શરીરના અવયવની ખામીથી દુ:ખી હોય છે કે જેઓ “તન દુ;ખી” ગણાય છે. શ્રીમંતો પણ આ પ્રકારના દુ:ખમાંથી મુક્ત રહી શકતા નથી. કેટલાકોને અનેક પ્રકારના માનસિક ચિંતા હોય છે; જેવી કે પેટ પુરતું કમાવાની, શ્રીમંતાઇ છતાં સંતતિ સુખ નહી પ્રાપ્ત થાય તેની, ઘણા દવા દારૂ કરવા છતાં રોગ મુક્ત ન થાય તેની, કોઇ લે લાગતું મરણ થાય તેની, કુટુંબ કલેશ રાત દિવસ થયા કરે તેની અને એવી અનેક પ્રકારની માનસિક ચિતા છે. જેઓ આ જાતની ચિંતાથી દુ:ખી છે તેઓ “ મન દુ:ખી ” કહેવાય છે. અને કેટલાકો પોતાની પાસે પૈસા નહીં હોવાથી અને પોતાનું અને પોતાના કુટું-

બનું ગુજરાન મુશ્કેલીથી થઇ શકે એમ હોવાથી ગમે તેમ કરીને પૈસો પેદા કરવો, એવા વિચારમાં રાતદિવસ રહ્યા કરે છે; છતાં પેટ પુરતી કમાણી થતી નથી. આવા લોકો "ધન દુઃખી" ગણાય છે. તમે બારીકીથી જોશો તો જણાશે કે ઉપરના ત્રણે દુઃખોની વેદના તો સરખીજ છે. કારણ કે શારીરિક સુખવાળાને માનસિક અને દ્રવ્યની ચિંતા રહે, તોપણ તેને તેની જીંદગી કંટાળા ભરેલી લાગે છે, વળી માનસિક ચિંતા વગરના અને પૈસાથી ભરપુર માણસોને કાંઇ શારીરિક ખામી અગર કાંઇ ભયંકર વ્યાધિ થઇ હોય છે, તો તેને પણ તેની જીંદગી કડવી ઝેર જેવી લાગે છે. વળી શારીરિક સુખાકારી સારી હોય અને શ્રીમંતાઇ હોય પણ જો તેવા મનુષ્યને અગર સ્ત્રીને માનસિક ચિંતા રહ્યા કરે છે તો તેને તેના દ્રવ્યાદિ વૈભવો સારા લાગતા નથી. આ ઉપરથી સાબીત થાય છે કે ફક્ત પૈસાથી ભરપુર હોય તેઓજ કાંઇ ખરેખર સુખી ગણાતા નથી, પણ તન, મન, અને ધનથી પ્રાપ્ત થતા દરેક જાતના સુખો પુરેપુરાં ભોગવવાનું જેઓથી બની શકે તેઓજ ખરેખરા સુખી ગણાય છે. કેટલાક અન્યાયથી દ્રવ્ય મેળવનારાઓ શરૂઆતમાં દુનિયાની નજરે બહુ સુખી અને આબાદ દેખાય છે, પણ એવા મનુષ્યો એક દાહેકાની અંદરજ ઘણું કરીને પોતાની અસલ સ્થિતિ ઉપર પોંહોંચે છે. જેમકે:—

> अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति
> प्राप्तैकादशवर्षेतु समूलं च विनश्यति ॥

**અર્થઃ**—અન્યાયથી મેળવેલો પૈસો ઘણામાં ઘણું દસ વર્ષ સુધી આપણી પાસે કદાચ રહે છે, પણ અગીયારમે વર્ષે તેનો કોઇ પણ

રસ્તે ખચીત નાશ થાય છે. આ ઉપરથી સમજવાનું છે કે અન્યાયથી પૈસો મેળવનારાઓ આખરે સુખી થતા નથી, એવું વિદ્વાન મનુષ્યોનું સિદ્ધાંત છે, અને આપણે પણ ઘણા દાખલાઓમાં એ પ્રમાણે જોઇએ છીએ. જ્યારે અનીતિમાન મનુષ્યો ઘણા સુખી જણાય છે, ત્યારે કેટલાકોને બહુ અજાયબી લાગે છે કે આનું શું કારણ હશે? પણ તે લોકોએ સમજવાનું છે કે તેઓના પૂર્વ જન્મના સારા કર્મોના સારા ભોગ ભોગવવાનું તેઓની આ જીંદગીમાં બાકી રહેલું છે. હવે તે પૂર્વજન્મનાં સારાં કર્મોનો જે જથ્થો ભોગવવાનો બાકી છે. તેમાં હાલ કાંઈ સારાં કર્મોનો વધારો અનીતિવાન મનુષ્યોથી થઇ શકતો નથી, પણ તેને હમેશાં ભોગવી ઘટાડો થયા કરે છે. આખરે પૂર્વ જન્મના સારાં કર્મોનો જથ્થો જે રાખેલો હોય છે તે ભોગવી રહ્યા પછી આવા દુરાચારી મનુષ્યો પાછા પોતાની અસલ સ્થિતિમાં એકાએક આવી પડે છે, એટલે કે આબાદીમાંથી પડતી સ્થિતિમાં તેઓ આવી જાય છે. જેમકે એક ગમે તેવો દુષ્ટ કર્મ કરનારો મનુષ્ય હોય, પણ જો તેના મુંબઇબેંક અગર બીજી કોઇ બેંકમાં એક લાખ રૂપિયા જમે પડેલા હોય છે, તો તે ગમે તે વખતે ગમે તેટલા રૂપિયા તે રકમમાંથી ઉપાડી પોતાની મરજી પ્રમાણે વાપરી શકે છે. તેમાં તેને અટકાવ કરવાની કોઇની સત્તા નથી, પણ યાદ રાખવાનું છે કે તે એક લાખ રૂપિયા સુધીજ ખરચી શકે છે. તે રકમ કરતાં એક પણ પાઇ તે વધુ ખરચી શકતો નથી. પણ જો મજકુર રકમમાંથી થોડા રૂપિયા આજે ઉપાડે; વળી દસ દિવસે થોડા વધુ પાછા ભરી દે; તો તેનું ખાતું બેંક સાથે ચાલુ રહી શકે છે. પણ જો તે હમેશાં બેંકમાંથી રૂપિયા ઉપાડ કર્યા કરે અને પાછું કાંઇ પણ નાણું બેંકમાં ભરે નહીં, તો તે ખાતું

બેંકવાળો કેટલા દિવસ ચાલુ રાખી શકે તેનો વિચાર વાંચનાર પોતે જ કરશે, તો તે વધુ સારી રીતે સમજી શકશે, એમ અમારૂં માનવું છે. તેવીજ રીતે દુરાચારી મનુષ્ય જે દુનિયાની નજરે ઘણોજ આબાદ અને સુખી જણાય છે, તે જો થોડું પણ સુકૃત કરતો નથી અને પોતાના પૂર્વજન્મનાં સારાં કર્મોના બાકીના ભોગો ભોગવ્યા કરે છે, તો તેનું પણ બેંકના રૂપિયાની માફક સારાં કર્મોનું કુદરતની બેંકનું ખાતું પુરૂં થઇ જાય છે, અને એ ખાતું પુરૂં થયું કે તરતજ ચાલુ જીંદગીનાં કર્મોનું ફળ તેને ભોગવવાની શરૂઆત થાય છે. સારાં નશીબે કેટલાક કુકર્મ કરનારાઓ પોતાની ચાલુ જીંદગીમાં કેટલીક-વાર સારાં પુણ્યનાં કામો કરતા જોવામાં આવે છે એટલે તેના પૂર્વ જન્મના સારાં કર્મોનો જથ્થો જે ઘટી ગયેલો જણાય છે, તેમાં કાંઇક આવી રીતે વધારો થાય છે અને એ પ્રમાણે થવાથી તેને આબાદી ભરેલી સ્થિતિની કાંઇક મુદત લંબાય છે. વળી કેટલાકો ઘણાજ પ્રમાણિકપણે જીવન ગાળતા છતાં દુઃખી જણાય છે. તેઓ એવી દલીલ કરે છે કે પ્રમાણિકપણું રાખવાથી તો અમે હેરાન હેરાન થઇ ગયા. તેના જવાબમાં કહેવાનું કે તેઓએ સમજવાનું છે કે ચાલુ જીંદગીના તેઓનાં કર્મો ઘણાજ સારાં છે એ ખરી વાત છે, પણ પૂર્વજન્મનાં કુકર્મો કાંઇ વધુ થયાં હશે તેનો મોટો ભાગ તેઓને આ જીંદગીમાં ભોગવવાનો બાકી રહેલો હોવો જોઇએ. તેથી તેઓની પુરતી આબાદી થઇ શકતી નથી. હવે જ્યારે પૂર્વ જન્મનાં કર્મોના બાકીના ભોગ ચાલુ જીંદગીમાં પુરેપુરા ભોગવાઇ રહેશે, ત્યારેજ તેઓની આબાદી થશે એમ નક્કી માનજો. આપણે ઘણા દાખલા-ઓમાં પ્રમાણિકપણે ચાલવાવાળા ગરીબાઇમાંથી એકાએક મોટા વૈભવ ભોગવવાવાળા થયેલા જોઇએ છીએ; તેઓને ઉપર લખેલું

દ્રષ્ટાંત લાગુ પડે છે. વળી કેટલાકો આખી જીંદગી સુધી સખત મજુરી અને વદતરૂં કરવા છતાં પણ દુઃખી જણાય છે. તેનું કારણ એ છે જે તેઓના પૂર્વજન્મનાં નઠારાં કર્મોના ભોગો ચાલુ જીંદગીમાં ભોગવવાના ઘણા બાકી હોય છે, તે ઉપરાંત ચાલુ જીંદગીમાં પણ તેઓ કાંઇ સુકૃત કરી શકતા નથી, પણ ઉલટાં કુકર્મો કર્યા કરે છે તેથી તેઓનો કુકર્મોનો જથ્થો ભોગવવાનો વધતો જાય છે કે જે બીજી જીંદગીમાં પણ તેઓને સારી આબાદીની સ્થિતિ મૂકી શકતો નથી, તો ચાલુ જીંદગીમાં તો તેઓ સુખી કેવી રીતે થઇ શકે ? વળી કેટલાકોને શંકા થાય છે કે પૈસા વગર સુકૃત કેમ થઇ શકે ? તેના જવાબમાં કહેવાનું કે પ્રમાણિક અને નીતિવાળા થવું એ તો શ્રીમંત અને ગરીબ બંને થઇ શકે છે, અને પ્રમાણિકપણે નીતિના રીતિથી કરેલાં દરેક કામો સુકૃતજ ગણાય છે. તો પછી ગરીબ માણસ સુકૃત કરી શકે નહીં, એ વાસ્તવિક દલીલ નથી. આ વિષય એટલો મોટો છે કે તે પુરેપુરો સમજાવતાં પુસ્તકોના પુસ્તકો લખીએ, તો પણ તેનો પાર આવે તેમ નથી, માટે ઉપરની હકીકત ટુંકમાં લખેલી છે કે જે સાર રૂપે જે વાંચકો ગ્રહણ કરશે તેઓ ખરેખર સુખી થશે એમ અમારૂં માનવું છે છેવટે એટલુંજ લખવાનું કે આ દુનિયામાં ખરેખર સુખી થવાને સારી સોબત એટલે સત્સંગની જરૂર છે, કારણ સત્સંગ હશે તો આપણા વિચારો સારા થશે, અને આપણા વિચારો સારા થશે, તો આપણે સારાં કર્મો કરવા લલચાશું અને આપણે સારાં કર્મો કરશું તો આપણા કર્મોને અનુસરીને આપણને સારાં ફળો મળશે. એજ પ્રમાણે આપણે કુસંગમાં રહીશું, તો આપણા વિચારો ખરાબ થશે અને આપણા કર્મો પણ સારાં થઇ શકશે નહીં અને આપણે સુખી પણ

થઇ શકશું નહીં. માટે હમેશાં સારો સંગ રહે અને કુસંગનો પાસ લાગે નહીં, તેનું ખૂબ ધ્યાન રાખજો, કારણ કે કુસંગના ગેરફાયદા અને સત્સંગના ફાયદાઓ અથાગ છે, અને તેનું વર્ણન થવું મુશ્કેલ છે. જેમ ભાવિના નાટકનો બીજો પડદો શું આવશે, તે જેમ આપણે જાણી શકતા નથી, તેવી જ રીતે કુસંગનું કેવું ભયંકર પરિણામ આવશે અને સત્સંગથી આપણે કેટલા બધા સુખી અને આબાદ થઇશું, તે આપણે જાણી શકતા નથી. આ ઉપરથી યાદ રાખવાનું છે કે સત્સંગવાળો મનુષ્ય આખરે પણ સુખી થયા વગર રહેતો નથી, અને કુસંગવાળો મનુષ્ય આખરે દુ:ખી થયા વગર રહેતો નથી. દુનિયામાં ખરેખરો સુખી મનુષ્ય જે ગણાય છે, તેનાં ચિન્હો નીચે પ્રમાણે છે:—

૧. જે પોતે સારી રીતે તનદુરસ્ત હોય અને જેને સદાચરણી નિરોગી સ્ત્રી હોય અને જેને બુદ્ધિમાન પુત્રની સંતતિ હોય તે.

૨. પોતાની પાસે સારી રીતે ગુજરાન સારા વૈભવ સાથે થાકે તેટલો પૈસો, સારા પ્રમાણિક આજ્ઞાકારી નોકરો, અને કુટુંબના માણસ સાથે સંપ હોય તે.

૩. પોતાનો સંતોષી સ્વભાવ, અતિથિને માન આપવાની ટેવ, વડિલોને માન આપી તેઓની આજ્ઞા પાળવી, અને કામ, ક્રોધ અને લોભમાં જે બહુ લુબ્ધ નહીં હોય તે.

૪. વિદ્વાનોની મિત્રતા, કુસંગનો ત્યાગ, દેશાટણની ઇચ્છા, સત્કર્મો કરવામાં ઉતાવળાપણું, દુષ્ટ કર્મો કરવાને અટકવું, ઇશ્વર ભજન માટે તીવ્ર ઇચ્છા, અને મનની દ્રઢતા જેને હોય તે અને કોઇની નિંદા નહીં કરે તે.

૫. પ્રમાણિક જીવન ગાળવા માટે દ્રઢતા અને કરજ રહિત હોય તે.

૬. જેને દિલમાં દયા હોય અને જેને ઈર્ષાવાળો સ્વભાવ હોય નહીં અને જે પારકા પાસેથી લેવાને બદલે તેને કાંઇ આપી ખુશી થાય તે.

૭. કોઇનું બુરૂ ન ઇચ્છતાં સર્વેનું ભલું ઇચ્છવું ને બીજા સુખી મનુષ્યોને જોઇ તેમના તરફ ઇર્ષા ભાવ ન બતાવતાં જે ખુશી થાય તે.

૮ જેને સાચું બોલવાની ટેવ હોય અને જે પારકી સ્ત્રીને માતા સમાન ગણતો હોય અને જે નમ્ર અને વિવેકી હોય તે

૯. દૈવ ઇચ્છાથી જે મળે તેમાં સંતોષ માને દુનિયાના મોહ અને માયામાં બહુ લુબ્ધ નહીં થાય તે.

ઉપરના સર્વે ગુણો જેને પ્રાપ્ત થયા હોય છે, તે મારા ધારવા પ્રમાણે ખરેખરા સુખી ગણાય છે. પણ ઉપરના સર્વે ગુણો દરેક મનુષ્યને પ્રાપ્ત થવા મુશ્કેલ છે, માટે તેમાંના જેટલા ગુણો ગ્રહણ થઇ શકે તેટલા ગ્રહણ કરવા માટે આપણે બનતો પ્રયાસ કરવો જોઇએ. ટુંકામાં કહેવાનું કે આપણે ખરેજર સુખી થવાને માટે ઉપર લખવા પ્રમાણે સત્સંગની દરેક સ્ત્રી અગર પુરૂષને પુરેપુરી જરૂર છે અને એક વખત તમને સત્સંગ પ્રાપ્ત થયો અને તે મેળવવા માટે તમને જેમ જેમ વધુ અને વધુ તીવ્ર ઇચ્છા થતી જશે, તેમ તેમ તમે વધુ અને વધુ સુખી થતા જશો. જ્યારે સત્સંગને માટે તેમને કંટાળો આવશે, ત્યારે તમે ભવિષ્યમાં દુઃખી થશો એમ નક્કી જાણજો. સત્સંગ એટલે હમેશાં ભજન, કીર્તન કરવાવાળી દાં-

ભિક અને દુરાચારી ટોળીમાં બેસી ભાગ લેવો તે નહીં, પણ સત્સંગનો અર્થ એ થાય છે કે જે લોકો નીતિથી ચાલવાવાળા અને વિદ્વાન હોય, અને જે આપણા કરતાં વિદ્યામાં અને જ્ઞાનમાં અધિક હોય, તેની સોબતમાં રહેવું. એનું નામ સત્સંગ છે. છેવટે પરમ દયાળુ પરમેશ્વર આ દુનિયામાં વસતા દરેક પ્રાણીને સંપૂર્ણ રીતે સુખી થવાને સદ્બુદ્ધિ અને સત્સંગ માટે પ્રેરણા કરે, એમ હું ખરાં જીગરથી ઇચ્છું છું.

---

# પ્રવૃત્તિમય સંસારની વિચિત્રતા.

આ દુનીઆમાં આપણા જીવનને પ્રવૃત્તિ અને નિવૃત્તિ નામની બે પ્રકારની ગતિઓમાંથી પસાર થવાનું છે. કેટલીક વાર પ્રવૃત્તિના વિચારો થાય છે ત્યારે આપણે પ્રવૃત્તિમાં મચ્યા રહીએ છીએ. અને કોઇવાર નિવૃત્તિના વિચારો આપણને આવે છે, ત્યારે શાંતમય જીવન ગાળવાની આપણને ઇચ્છા થાય છે. પ્રવૃત્તિ એટલે સારા અગર નરસા કાર્યોમાં આપણા મનને રોકાયલું રાખવું તે. અને નિવૃત્તિ એટલે આપણા મનને આનંદ સાથે શાંતિમાં અને સુખમાં રોકાયલું રાખવું તે. આ વિષયમાં દીર્ઘદ્રષ્ટિથી જોશું તો જણાશે કે આ પૃથ્વીમાં આપણું જીવન મોટે ભાગે પ્રવૃત્તિને આધારે રહેલું છે, કારણ કે આપણા જીવનને બહુજ નિવૃત્તિમય બનાવવાથી આપણી જીંદગીને આપણે ઘણી વખત ખરાબ સ્થિતિમાં મૂકીએ છીએ. આ સંસારમાં મનુષ્ય વગેરે પ્રાણીઓ જન્મથી તે છેક મરણ સુધી સંસારની પ્રવૃ-

ત્તિમાંથી છુટી શકતાં નથી. કેટલાકો એમ માને છે કે શ્રીમંતો વધુ સુખી હોય છે, પણ તેઓની માન્યતા ભૂલભરેલી હોય છે, કારણ કે રાયથી રંક સુધીના માણસોને બાળપણ, જુવાની અને વૃદ્ધાવસ્થાનો સરખા પ્રમાણમાં અનુભવ થાય છે એટલે કે એ ત્રણે અવસ્થાઓ નિર્દોષ રીતે પોતાનો દોર નિયમિત રીતે દરેક પર ચલાવે છે હવે આપણે ત્રણે અવસ્થાની પ્રવૃત્તિઓ કેવા પ્રકારની છે તે તપાસીએ.

## બાળપણની પ્રવૃત્તિ.

બાળક જન્મે છે ત્યારથી તે ઘુંટણીએ ચાલવા શીખે છે ત્યાં સુધીમાં તેને રડવાની અને દુધ પીવાની પ્રવૃત્તિમાંથી પસાર થવું પડે છે. ત્યાર પછી ત્રણથી સાત વરસ સુધીમાં રમવાની, તોફાન અને મસ્તી કરવાની, અને સરખી ઉમરના છોકરાઓ તરફ ઈર્ષાભાવ કરવા વગેરેની પ્રવૃત્તિ શરૂ થાય છે. તે પછી સાતથી પંદર વર્ષ સુધીમાં ભણવાની અને વળી નિશાળમાં એક બીજા કરતાં વધુ માર્કો મેળવી ઉંચે નંબરે આવવાની, પરીક્ષામાં પાસ થવાના અને ઇનામો મેળવવા વગેરેની જંજાળ તેને ભોગવવી પડે છે. પંદરથી વીશ વર્ષ સુધીમાં ઘણો ઉંચો અભ્યાસ કરી સારી ડીગ્રી મેળવવાની અને જો સારી ડીગ્રી મળશે તો ભવિષ્યનું જીવન સુખમય થશે એવા વિચારો કરવાની ચિંતા રાતદીવસ રહ્યા કરે છે. અને જ્યાં તેની ઇચ્છા પ્રમાણેનો અભ્યાસ અગર ડીગ્રી મેળવી શકાતાં નથી ત્યાં સુધી તેનું મન શાંતિમાં રહેતું નથી. આ ઉપરાંત બાળપણાની અગણિત પ્રવૃત્તિઓ છે કે જેમ જેમ આપણે મોટી ઉમરના થતા જઇએ છીએ તેમ તેમ તેનો વધુ અને વધુ અનુભવ થતો જાય છે.

## જુવાનીની પ્રવૃત્તિ.

કેટલીકવાર મોટી મોટી ડીગ્રીઓ મેળવવાનો અભ્યાસ કરતાં

કરતાં જુવાનીની શરૂઆત આપણા જીવનમાં થાય છે. અભ્યાસ ચાલતો હોય તે અરસામાં પોતાની ગરીબ સ્થિતિ હોય તો ટયુશન વગેરે મેળવી અભ્યાસ કરવાની અને જો પરણેલી જીંદગી હોય તો બાયડી, છોકરાંઓ અને ઘરનાં માણસોનું પોષણ કરવાની ચિંતા તેને રાખવી પડે છે. યોગ્ય ઉમર થયા છતાં ગરીબ સ્થિતિને લઇને વિવાહ નહીં થયો હોય તો તે કરવા માટે અને ગૃહસ્થાશ્રમી જીંદગી ગુજારવાની લાલચના વિચારો તેને રાતદીવસ થયા કરે છે. કદાચ દૈવ ઇચ્છાથી ગૃહસ્થાશ્રમી જીંદગી ગુજારવાનો જોગ નહીં બન્યો તો ગૃહસ્થાશ્રમી મનુષ્યો ઘણા સુખી છે એવા વિચારોમાં તેનું મન રાતદીવસ ઘુમ્યા કરે છે. કેટલીકવાર પરણેલું જોડું ઘરકંકાસને લીધે અથવા એક બીજાના વિચારો મળતા ન થવાને લીધે પોતે દુઃખી એવું માને છે. અને કુંવારાઓ વધુ સુખી છે એમ સમજે છે. ગૃહસ્થાશ્રમમાં જોડાયા પછી સંતતિ સુખ જોવાની સ્વાભાવિક ઇચ્છા દરેક સ્ત્રી અગર પુરૂષને થાય છે અને જો તેઓની તે ઇચ્છા ફલિભૂત નથી થતી, તો પરણનાર સ્ત્રી પુરૂષને તેમની જીંદગી કંટાળારૂપ લાગે છે. વિદ્યાભ્યાસ થઇ રહ્યા પછી કોઇબી સારી જાતનો વેપાર કરવાની અગર સારી નોકરી મેળવવાની અથવા કોઇબી જાતના સારા ધંધાની લાઇનમાં જોડાવાની તીવ્ર ઇચ્છા દરેક મનુષ્યને થાય છે. અને સારી રીતે નિર્વાહ ચાલે તેટલી ઊપજ ન થાય ત્યાં સુધી તેઓનું મન હજારો જાતના ફાંફાં મારતું જણાય છે અને કોઇબી જાતનો ઉદ્યમ કરી દ્રવ્ય મેળવવું એવાજ વિચારોમાં તેઓનુ મન રાત દીવસ ભમ્યા કરે છે. કેટલાકો તો દ્રવ્ય મેળવવા માટે અનીતિ, ચોરી, વિશ્વાસઘાત અને ખૂન વગેરેના અઘોર દુષ્ટ કર્મો કરવા ચુકતા નથી. વળી બધી વાતે સુખી મનુષ્યો પોતાની કાયાનું

કલ્યાણ કરવા, અને જીંદગીનું સાર્થક કરવા માટે જુદા જુદા માર્ગો પકડે છે; જેવા કે દરરોજ નિયમિત રીતે દેવ દર્શને દેવળોમાં જવું, વ્રત–અપવાસ કરવા, જપ–તપ કરવા, પવિત્ર તિર્થોના સ્થળોમાં ફરવું. અને પવિત્ર નદી વગેરેમાં સ્નાન કરવું. બ્રહ્મભોજન કરાવવું, કન્યાદાન દેવું, અને એવાજ બીજાં ઘણી જાતના પુણ્યનાં કામો કરવાં. આવા કાર્યો કરનારને પણ આવાં કાર્યો કરવા માટે પોતાના મનને રાત દીવસ જુદી જુદી રીતે રોકાયલું રાખવું પડે છે. કેટલોક નાદાન, છકેલ અને શ્રીમંત જુવાનીઆઓને વૃદ્ધ માબાપની જીંદગી કંટાળા રૂપ લાગે છે, અને તેથી તેઓ તેમને માન આપતા નથી અને તેઓનું અપમાન કરે છે, અને તેઓની હૈયાતી પછી તેમને દ્રવ્યનો વારસો કયારે મળશે અને તેઓ સ્વતંત્ર રીતે ક્યારે મોજ કરશે એવા વિચારે થાં તેઓનું મન ભમ્યા કરે છે. વળી કદાચ દૈવયોગે તેઓ મોટી મીલ્કતના વારસ થાય છે તો તેને કેમ સંભાળવી અને તેની વ્યવસ્થા શી રીતે કરવી તેના વિચારો તેને થયા કરે છે. આવી રીતે શ્રીમાન થયેલા નાદાન ગ્રહસ્થોને સટ્ટામાં, દુરાચારીમાં અને બીજા ફંદોમાં ફસાઇને તેમના દ્રવ્યનો નાશ થવાના ઘણા સંભવો ઉભા થાય છે. વળી દુષ્ટ પ્રપંચી મિત્રોનાં ટોળાંઓ તેમને પોતાની જાળમાં ફસાવવાને ઘણા પ્રપંચો કરતા રહે છે. તેનાથી ચેતતા રહેવાના ખબરદારી તેઓને રાખવી પડે છે. આ ઉપરાંત જુવાનીની પ્રવૃત્તિઓ ઘણા પ્રકારની છે કે જેનો અનુભવ આપણી વધતી જતી ઉમરના પ્રમાણમાં દરેકને થયા કરે છે.

## જીંદગીના બીજી કેટલીક પ્રવૃત્તિઓ.

આપણે ગૃહસ્થાશ્રમમાં જોડાયા પછી જીંદગીની અનેક પ્રકારની પ્રવૃત્તિઓની શરૂઆત આપણા જીવનમાં થાય છે. આપણી સ્ત્રી અને

છોકરાંઓની તનદુરસ્તી અને આબાદી ભરેલી સ્થિતિ જોવાને આપણને તીવ્ર ઇચ્છા થયા કરે છે અને તેઓ જરા પણ માંદગી વગેરેના સબબથી દુઃખી થતા જણાય છે તો આપણું મન તેઓ માટે ચિંતાતુર રહ્યા કરે છે. વળી યોગ્ય ઉમરના છોકરાંઓ થયા પછી તેમને ભણાવવાની ચિંતા માબાપને ભોગવવી પડે છે. કેટલીકવાર ધણી ધણીયાણીનો, ભાઇ ભાઇનો, બાપ દીકરાનો અને મા દીકરા વગેરેનો સ્વભાવ અરસપરસ એકબીજાને અનુકૂળ હોતો નથી ત્યારે તેઓનું મન ઉદ્વેગમાં રહ્યા કરે છે. દીકરો અગર દીકરી ઉમર લાયક થયા પછી તેમને પરણાવવાની ચિંતા સ્વભાવિક રીતે માબાપને રાતદીવસ રહે છે. તેમાં ખાસ કરીને દીકરીના માબાપને તેમની દીકરીને પરણાવવાની વિશેષ ચિંતા હરઘડી રહ્યા કરે છે. દીકરા દીકરીઓને પરણાવ્યા પછી જો વેવાઇઓ અને વેવાણો સારા સ્વભાવનાં હોય છે તો તો ગૃહસ્થાશ્રમનું સાધારણ સુખ જોવાને તેઓ ભાગ્યશાળી નીવડે છે, પણ દૈવયોગે વેવાઇઓ અને વેવાણો કંકાસીઆ, ક્રોધી, વેદવેચકાવાળા, અને કટકટીઆ સ્વભાવનાં મળે છે તો તો તેમની અને તેમનાં છોકરાંઓની જીંદગી કંટાળારૂપ થઇ પડે છે. દીકરીના માબાપને પોતાની દીકરી સારા શ્રીમંતને ઘેર પરણાવવાની જીજ્ઞાસા રહ્યા કરે છે અને પોતાની દીકરી મોટી થયા છતાં યોગ્ય વર નહીં મળવાથી રાતદીવસ ફીકર થયા કરે છે. કેટલીકવાર જમાઇ દુરાચારી, હીણુ કમાઉ, અને અયોગ્ય હોવાથી દીકરીનો ગૃહસ્થાશ્રમ દુઃખદાયક છે તેને માટે પણ માબાપનું મન બળ્યા કરે છે. કેટલીકવાર દૈવઇચ્છાથી દીકરી અગર દીકરાની વહુ નાની ઉમરમાં વિધવા થાય છે તે વખતે માબાપનું, સાસુ સસરાનું અને બાળવિધવાનું જીવતર ખરેખર ત્રાસદાયક થઇ પડે છે અને આવાં દુઃખી

મનુષ્યોને દુનિયાનું કોઇ પણ જાતનું સુખ બનતાં સુધી પ્રિય લાગતું નથી. કેટલીકવાર પોતાની અગર પુત્રની સ્ત્રી અગર દીકરી અગર ભાઇની સ્ત્રી વગેરે કુટુંબમાંની કોઇ પણ સ્ત્રી દુરાચારી નીકળે છે ત્યારે મનુષ્યની જીંદગી કંટાળા ભરેલી થઇ પડે છે. પોતાની પાસે દોલત ભરપુર હોય અને તનદુરસ્તી સારી નહી હોય ત્યારે પણ આપણને કાંઇ કાંઇ ગમતું નથી. પોતે તંદુરસ્ત હોય અને બાઇડી અગર છોકરાંઓ રોગીષ્ટ હોય છે ત્યારે પણ કંટાળા ભરેલું જીવન થઇ પડે છે. પોતે અને સ્ત્રી બંને તનદુરસ્ત હોય પણ સંતતિ સુખ ન હોય અને નિર્ધન સ્થિતિ હોય ત્યારે પણ મનુષ્યના મનને શાંતિ જણાતી નથી. કેટલીકવાર આપણો સ્વભાવ કુટુંબીઓ સાથે મળતાવડો નહીં હોવાથી તેમની સાથે વેર થાય છે અને તેને લીધે તેઓ અરસપરસ એક બીજાના સુખ દુઃખમાં ભાગ લેતા નથી તે વખતે પણ આવા મનુષ્યોના મનને રાતદીવસ ચિંતા રહ્યા કરે છે. કેટલાક નિર્ધન મનુષ્યોને પૈસાદાર લોકોના અનેક પ્રકારના વૈભવો અને સુખો જોઇ તેવા વૈભવો અને સુખો ભોગવવાને ઇંતેજારી રહ્યા કરે છે. વળી કેટલાકો અસાધ્ય રાજરોગ જેવાં દરદો લાગુ પડે છે ત્યારે તેઓનું મન રાતદીવસ નિરાશામાં અને અપાર ચિંતામાં રહ્યા કરે છે. કેટલીકવાર ચોકસ મનુષ્યને વેપાર વગેરેથી પુષ્કળ દ્રવ્યનો લાભ થાય છે ત્યારે અતિશય હર્ષના ઉદ્દગારો તેના મોમાંથી નીકળ્યા કરે છે અને નુકશાની જાય છે ત્યારે નિરાશાના વાદળમાં તેજ મનુષ્ય ગરકાવ થઇ જતો જણાય છે. વળી કેટલાકો જે. પી. રાવસાહેબ અને સરનાઇટ વગેરેના ખેતાબો મેળવવાને હદ બહારના પ્રયાસો કર્યા કરે છે અને એક ખેતાબ મળ્યો હોય તેનાથી સંતુષ્ટ નહીં થતાં તેથી વધુ ચડતો ખેતાબ કેમ મળે તેને માટે હમેશાં વધુ અને વધુ

ચીંતા કેટલાકો ભોગવ્યા કરે છે. કેટલાકો અમુક કંપનીના પ્રમુખ, ડીરેક્ટર, કમીટીના મેમ્બર, કોરપોરેટર, ટ્રસ્ટી, અને આગેવાન વગેરે બની જાહેર જીંદગી ગુજારવાની અભિલાષા રાત દીવસ રાખતા જણાય છે. કેટલાકો તીર્થ કરવાની ઇચ્છાથી અને કેટલાકો વેપારાર્થે દેશાટણ કરતા જણાય છે. કેટલાકો દેશાટણમાં અને મુસાફરીમાં પોતાને દરેક જાતની સગવડો અને સુખો વધુ પ્રમાણમાં કેમ મળે તેને માટે કાળજી રાખતા માલમ પડે છે. વળી કુટુંબમાં નાતજાતમાં અને મિત્ર વર્ગમાં સારા અગર માઠા પ્રસંગે હાજરી આપવાની ચિંતા પણ ગૃહસ્થાશ્રમી મનુષ્યોને રાખવી પડે છે. કારણ કે તેઓ જો બીજાને ઘેર આવા પ્રસંગે જાય છે, તો બીજા પણ તેઓને ઘેર આવે છે. કેટલાકો નાટક, સીનેમેટોગ્રાફ, ઘોડાની સરતો વગેરે અનેક પ્રકારની મોજમજા ભોગવવાના વિચારમાં રાતદીવસ ગુંથાયલા રહે છે. વળી કેટલાકો નાચપારટી, જલસા, નાયકણીઓને ઘેર જઇ ખાનગી સંગીત સાંભળવાને અને જુદા જુદા પ્રકારના વિષયી સુખો ભોગવવાની અનેક પ્રકારની યોજનાઓના વિચારોમાં લુબ્ધ થયેલા જણાય છે. કેટલાકો પૈસા મેળવવાને, તો કેટલાકો પૈસા સાચવવાને અને કેટલાકો પૈસા ખરચવાને અનેક પ્રકારના મનોરથો રાત દીવસ કર્યા કરે છે. કેટલાક આળસુઓ, ઉદ્યોગ વગરના, રોગીઓ, અને ભિક્ષુકો પોતાનો વખત કેમ પસાર કરવો તેને માટે રાત દીવસ વિચારો કર્યા કરે છે. કેટલાક શુરવીરો લડાઇના મેદાનમાં જઇ પોતાના દેશ માટે, કેટલાકો પોતાના માલેક માટે અને કેટલાકો પોતાના માલેક માટે અને કેટલાકો પોતાના સ્વાર્થ માટે પોતાની પ્યારી જીંદગીનો ઘણાજ ઉત્સાહ અને હોંશ સાથે અંત લાવતા જણાય છે.

કેટલાકો વેપારી બની, કેટલાકો કંટ્રાકટર બની, કેટલાકો દલાલો,

મુકાદમો અને શરાફો બની, કેટલાકો નાટક કંપનીઓ કાઢી, કેટલાકો સુતાર, સોની, લુહાર, મીઠાઇવાળા, ગાંધી, અને દવાવાળા બની, કેટલાકો દાક્તર, વકીલ, ઇજનેર, બારીસ્ટર, સોલીસીટર, અને ન્યાયાધીશ બની દ્રવ્ય પ્રાપ્ત કરવા માટે હજારો જાતના પ્રયત્નો કરતા આ પૃથ્વીમાં જણાય છે. કેટલાકો લશ્કરી નોકરીમાં જોડાઇ, કેટલાકો પોલીસમાં જોડાઇ, કેટલાકો ટેલીફોન કે ટેલીગ્રાફ ખાતામાં, રેલવે ખાતાંમાં, સ્ટીમર અને વહાણની નોકરીમાં, કેટલાકો આગના બંબા ખાતામાં જોડાઇ પોતાના પેટ ભરવા માટે જીંદગીની દરકાર કર્યા વગર પોતાના દિવસો અનેક પ્રકારના કાવાદાવા અને ઉત્સાહ સાથ કાઢતા જણાય છે. કેટલાક વાદી અને પ્રતિવાદીઓ દીવાની, ફોજદારી અને બીજી કોર્ટોમાં જીત મેળવવા માટે હજારો પ્રકારના પ્રપંચો કરતા જણાય છે. કેટલાકો જુગાર, સટ્ટો, ઘોડાની સરત, સોરટી, અને વેપાર કરી એકાએક મોટા શ્રીમંત બનવાના મનોરથોમાં રાતદિવસ અનેક પ્રકારનાં કાળાં ધોળાં અને દગા ફટકા કરતા માલમ પડે છે. કેટલીક દુરાચારી સ્ત્રીઓ વ્યભિચાર વગેરે કુકર્મો કરી દિવસો વ્યતીત કરે છે અને કેટલીક પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિ અને છોકરાંઓનાં સુખો માટે ઘણા પ્રકારના પ્રયાસો કરતી જણાય છે. કેટલાકો જોશી, પુરાણી, આચાર્ય, અને વક્તા બની પેટ ભરવા માટે અનેક પ્રકારના કર્મો કરતા જોવામાં આવે છે, કેટલાકો ઉપકારનો બદલો મોટાં પ્રમાણમાં આપતા જણાય છે જ્યારે કેટલાકો ઉપકાર કરનાર તરફ વિશ્વાસઘાતી અને બુરી દાનત રાખતા માલમ પડે છે. કેટલાકો રાજા, રજવાડા અને મોટા લોકો સાથે દોસ્તી બાંધી જાહેર ભપકાવાળી જીંદગી ગુજારવાના શોખવાળા જણાય છે, જ્યારે કેટલાકો સાધુ પુરૂષના જેવું સાદુ જીવન આનંદથી ગુજારતા દેખાય

છે. કેટલાકો અનેક પ્રકારના જીવોનું આ પૃથ્વીમાં પાલન કરતાં નજરે પડે છે, જ્યારે કેટલાકો અનેક જીવોની હિંસા કરતા અને અનેક પ્રાણીઓને દુઃખ દેતા દૃષ્ટિએ પડે છે. આ પ્રમાણે આપણી જીંદગીની પ્રવૃત્તિઓ અનેક પ્રકારની છે કે જેનું વર્ણન કરવા બેસીએ, તો તેનો પાર આવે તેમ નથી. ટુંકમાં આપણું જીવન પ્રવૃત્તિને આધારેજ ટકેલું છે એટલે કે જીંદગીના અંત સાથેજ પ્રવૃત્તિઓ આપણાથી દુર રહે છે.

## પશુ પક્ષી વગેરે પ્રાણીઓની પ્રવૃત્તિઓ.

આ પૃથ્વીમાં કાંઇ મનુષ્યોનેજ પ્રવૃત્તિઓ વળગેલી છે એમ નથી, ગાય, ભેંસ, ઘોડો, બળદ, ગધેડો, ઉંટ અને ખચ્ચર વગેરે પશુઓને અને કાગડો, પોપટ, મેના, ચકલી, સમડી, અને કબુતર વગેરે પક્ષીઓને અને વાઘ, સિંહ, રીંછ, વરૂ, અને ચિત્તા વગેરે વિકરાળ પ્રાણીઓને પણ પ્રવૃત્તિઓ પોતાના પંજામાંથી છોડતી નથી. એ કાંઇ આ દુનિયાની ઓછી અજાયબી નથી. હવે આપણે તેઓની પ્રવૃત્તિઓ તરફ વિચાર કરીએ. ગાય, ભેસ, ઘેડો. અને બળદ વગેરે પશુઓને ઘાસચારો, પાણી વગેરે મેળવવાની, ચોમાસામાં બહુ વરસાદ અને ઠંડી લાગે નહીં અને ઉનાળામાં બહુ તાપ લાગે નહીં તેવા સ્થાનમાં જઇને રહેવાની અને વીઆતી (જણતી) વખતે નિર્ભય સ્થાનમાં જઇને રહેવાની કાળજી અને કસાઇ (ખાટકી) વગેરેના પંજામાંથી છટકવા વગેરેનો ભય આવા પશુઓને રાખવો પડે છે. કાગડા પોપટ, બગલા, વગેરે પક્ષીઓને ગોળીબારનો, વરસાદનો, ચારો શોધવાનો અને હવાના અકસ્માતિક ફેરફારનો ભય

રાખવો પડે છે. અને જણુતી વખતે પોતાના માળાઓ નિર્ભય સ્થાનમાં બનાવવાને અને પોતાના ઇંડાઓને બીજાં મોટા પક્ષીઓ અને વાંદરા વગેરે હરકત ન કરે તેની ચિંતા અને ભય રાતદિવસ રાખવા પડે છે પોપટ, મેના, કાકાકૌઆ, કોયલ વગેરે પક્ષીઓને કેટલા પાળીને પાંજરામાં રાખે છે, એ પણુ આવા પક્ષીઓને ત્રાસ-દાયક જેવું છે. વાઘ, વરૂ, સિંહ, અને રીંછ વગેરે વિકરાળ પ્રાણી-ઓને શીકારીઓ તરફની ચિંતા રાખવી પડે છે. અને ઠંડી, વરસાદ, અને ગરમી વગેરેની અડચણો તેમને બીજાં પશુઓની માફક ભોગ-વવી પડે છે વળી આવાં પ્રાણીઓને ભક્ષ માટે શીકાર શોધવાની જરૂર પડે છે. સર્પ, વીંછી, અને કાનખજુરા વગેરે પ્રાણીઓને સારી ઠંડકવાળી જગામાં રહેવાની અને કોઇ તેને મારીને ઈજા ન કરે તેને માટે ચિંતા અને ભય રાખવાં પડે છે. વળી માછલી, મગર-મચ્છ, દેડકાં વગેરે જળચર પ્રાણીઓને જાળમાં સપડાવાનો અને શીકારીઓને હાથે મોતના પંજામાં પકડાવાનો ભય હમેશાં રાખવો પડે છે. વળી સમુદ્રના અને નદીના અને તળાવો વગેરેના નાના જળચર પ્રાણીઓને તેમની સાથે રહેતા મોટાં જળચર પ્રાણીઓ તેમનો ઓચિંતો ભક્ષ કરી જાય તેની ચિંતા રાતદિવસ રાખવી પડે છે. પતંગીઆ, માખી, કીડી, મચ્છર, માકડ વગેરે ઝીણા જંતુઓને ચકલી, ગરોળી અને કાગડા વગેરેનો ભય રાખવો પડે છે. અને ચકલી, પોપટ, કબુતર વગેરેને બાજ જેવા મોટાં પક્ષીઓને ભય રાખવો પડે છે. આવી રીતે પશુ, પક્ષી વગેરે પ્રાણીઓ અને ઝીણાં જંતુઓસુદ્ધાં આ પૃથ્વીમાં અનેક જાતની પ્રવૃત્તિઓમાં મચ્યા રહે છે. વળી ઘોડા, બળદ, ગધેડા, ખચ્ચર, હાથી અને ઉંટ વગેરે મોટાં પ્રાણીઓ પણુ રાતદિવસ ભાર ખેંચવાની સખ્ત મહેનતો કરતા

અને મુશ્કેલી સાથે પોતાનો ખોરાક મેળવતા આપણી નજરે પડે છે. આવાં પ્રાણીઓ માટે પ્રવૃત્તિનો આ કાંઇ ઓછો ચમત્કાર નથી.

## પ્રવૃત્તિઓનો ટુંક સાર.

ઉપરના લખાણથી વાંચનારાઓ સમજી શકશે કે પ્રવૃત્તિએ આ દુનિયામાં પોતાનો કાબુ દરેક પ્રાણી ઉપર કેવી અદભુત રીતે રાખેલો છે કોઇ માણસ કોઇ પણ પ્રકારનો નોકરી ધંધો ન કરે અને કહે કે હું તો નિવૃત્તિમાં રહું છું. પણ અમારા મતથી તે નિવૃત્તિમય કહેવાતો નથી, કારણ કે તે મનુષ્યને પોતાનો વખત પસાર કરવા માટે નોકરી ધંધા સિવાયના મનને રોકવાના બીજા હજારો જાતના પ્રયાસો કરવા પડે છે; જેવા કે મોજમજા ભોગવવાના, જાહેર સેવા બજાવવાના, અને સંસારી ફરજો અદા કરવા વગેરેના આવા કાર્યો કરવા માટે પણ જ્યારે મન રોકાયલું રહે છે, ત્યારે સ્વભાવિક છે કે આવાં કાર્યો કરતાં કરતાં કામ, ક્રોધ, લોભ, અને મોહ વગેરેના બુરા ચેપો નિર્મળ મનને લાગ્યા વગર રહેતા નથી. આ ઉપરથી સાબીત થાય છે કે તદ્દન નિવૃત્તિમય થવાને તો શહેરી જીંદગીમાં ન રહેતાં ગામડાની જીંદગી ગાળવી કે જ્યાં નાટક, સીનેમેટોગ્રાફ, અને મોટર વગેરે મોજમજાના હૉટેલ, અને જમણની પાર્ટી વગેરે ખાનપાનાદિના, અને એવાજ બીજા આપણને લલચાવનારા દેખાવો આપણી નજરે પડવા સંભવ રહેતો નથી. આવા સંભવો જ્યાં હોતા નથી, ત્યાંજ આપણું મન કંઇક નિવૃત્તિમાં રહી શકે છે એમ અમારૂં માનવું છે: બાકી શહેરી જીંદગીમાં રહી એક માણસ નિવૃત્તિમય રહેવાનો ગમે તેવો દાવો કરે, તે અમે વાસ્તવિક રીતે ખરા તરિકે માની શકતા નથી. દરેક વ્યક્તિને જન્મની

સાથેજ પ્રવૃત્તિ વળગેલી છે, એમ ખાત્રીથી માનજો. કેટલાક ચાલાક અને વિદ્વાન મનુષ્યો તેનો ત્યાગ કરવા માટે ઘણા પ્રકારના ફાંફાં મારે છે, પણ તેનો અદ્દભુત પ્રેમ આપણા જીવન સાથે એવો તો જામેલો છે કે તેને આપણી જીંદગાથી અળગું રહેવું ગમતું નથી. દૈવયોગે કોઇ ભાગ્યશાળી મનુષ્ય તેનો તિરસ્કાર કરે છે; તો તે (પ્રવૃત્તિ) તેનાથી નહિં કંટાળતાં નિવૃત્તિનાં બીજાં રૂપમાં આપણી જીંદગીને મળે છે અને તે વખતે તે શાંતિનો પ્રેમ જીંદગીના ઉપર જણાવે છે. દાખલા તરીકે હવાને જેમ આપણે જોઇ શકતા નથી; પણ ગરમ હવા વાય છે કે ઠંડી તે આપણે જાણી શકીએ છીએ; પરંતુ હવા વગર આપણે જીવી શકવાના નથી એ તો ચોક્કસ છે. એજ પ્રમાણે આપણા જીવન સાથે ગરમ હવાના રૂપમાં પ્રવૃત્તિનો સંબંધ છે અને ઠંડી હવાના રૂપમાં પણ પ્રવૃત્તિનો (નિવૃત્તિના રૂપમાં) સંબંધ છે. એટલું તો ચોક્કસ છે કે હવા અને પ્રવૃત્તિ સિવાય આપણું જીવન ટકવું મુશ્કેલ છે. આ વિષયને ગમે તેટલો લંબાવી શકાય તેમ છે, પણ ટુંકમાં લખવાનું કે આ બ્રહ્માંડ અસંખ્ય જીવોથી એવું તો ભરેલું છે કે જેઓ જન્મથી મરણપર્યંત તો ઉપર લખવા પ્રમાણે અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં રાતદિવસ મચ્યા રહેતા આપણી નજરે પડે છે. વળી આપણા મનનો એવો ચમત્કારિક સ્વભાવ છે કે જેવી પ્રવૃત્તિમાં તેને લગાડીએ તેવી પ્રવૃત્તિમાં તે લાગી જાય છે. અનીતિ અને દુરાચારની પ્રવૃત્તિમાં જો આપણે આપણું મન રોકશું તો આપણે દિનપરદિન વધુ અને વધુ અનીતિમાન અને દુરાચારી બનતા જશું, અને જો આપણે આપણા મનને સત્સંગ, નીતિ અને સારા વિચારોની પ્રવૃત્તિમાં રોકશું, તો આપણે સદાચારી અને નીતિમાન જીંદગી ગુજારવાને ભાગ્યશાળી થઇશું. આ પ્રમાણે રાયથી રંક સુધીના

દરેક માણુસો અને દરેક પ્રાણીઓ આ દુનિયામાં અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરતા કરતા પોતાની જીંદગી પૂરી કરતા નજરે પડે છે, પણ તેઓ જન્મ્યા ત્યારથી તે મરણની છેલ્લી ઘડી સુધી પ્રવૃત્તિમાંથી મુક્ત થઇ શકતા નથી, જેમકે બાળપણની, જુવાનીની, અને જીંદગીની કેટલીક જાતની પ્રવૃત્તિના વિષયો કે જેનુ વર્ણન ઉપર લખવામાં આવેલું છે, તે પ્રમાણે તેઓને પોતાની જીંદગી પૂરી કરવી પડે છે. ટુંકમાં તમે આફતમાં હો કે શાંતિમાં હો, દુઃખમાં હો અગર સુખમાં હો, પણ તમને રાતદિવસ અનેક પ્રકારની પ્રવૃત્તિઓને આધીન થયા વગર ચાલતું નથી. છેવટે પરમદયાળુ પરમેશ્વર આ પૃથ્વીમાં દરેક પ્રાણીને જન્મથી તે મરણ પર્યંત સારાં કર્મો કરવાની પ્રવૃત્તિની પ્રેરણા કરે અને કુસંગ અને કુકર્મ કરવાની પ્રવૃત્તિ કરતાં અટકાવે, એવી મારી તે મહાન જગતકર્તા પ્રત્યે ખરા જીગરની પ્રાર્થના છે. અને જન્મની સાથે ગાઢી રીતે વળગેલી અને છેવટે સ્મશાનની ચિતામાં પોઢતી વખતે જે આપણાથી દુર રહેલી પ્રવૃત્તિને પણ મારા અનેકવાર આશ્ચર્ય સાથે પ્રણામ છે.



# શુદ્ધિપત્ર.

—x✳x—

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | પાણીઓ | પ્રાણીઓ |
| ૩ | ૯ | હાથીદાત | હાથીદાંત |
| ૭ | ૧૯ | ઇર્યા | ઈર્ષ્યા |
| ૧૩ | ૨ | વિદ્વાનોએ | વિદ્વાન દાક્તરોએ. |
| ૧૩ | ૩ | દાક્તરોએ | • |
| ૧૩ | ૯ | થનુષ્ય | મનુષ્ય |
| ૧૩ | ૧૧ | લરીર | શરીર. |
| ૧૩ | ૧૩ | ધડીધટી | ઘડીઘડી. |
| ૧૩ | ૨૦ | તનદુરત | તનદુરસ્ત. |
| ૧૮ | ૧૦ | ઉપદ્રવાળી | ઉપદ્રવવાળી. |
| ૨૩ | ૩ | આષ્ય | આયુષ્ય. |
| ૨૬ | ૪ | પદાર્થનાં | • |
| ૨૯ | ૧૫ | વીચાઈ | મીંચાઈ. |
| ૨૯ | ૧૭ | વિંચાઈ | મીંચાઈ. |
| ૩૦ | ૧૩ | નથ | નથી |
| ૩૦ | ૧૭ | રહંકા | રહંદા. |
| ૩૧ | ૪ | હલકી | પલકી. |
| ૩૧ | ૧૮ | નલિ, | નહિ, |
| ૩૯ | ૨ | [illegible]ાઇન | [illegible]ાઇન |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૯ | ૭ | ભવિષ | ભવિષ્ય. |
| ૫૨ | ૭ | નથ | નથી. |
| ૬૩ | ૫ | પ્રતક્ષ | પ્રતક્ષ. |
| ૬૩ | ૯ | એટલું | એટલું. |
| ૬૪ | ૧૮ | પુરૂપો | પુરૂષો. |
| ૬૮ | ૧૯ | પોના | તાના. |
| ૭૨ | ૨ | ઇરાદામી | ઇરાદામાં |
| ૭૨ | ૯ | યખતે | વખતે |
| ૭૨ | ૨૨ | દાક્તતરો | દાક્તરો |
| ૮૧ | ૨૦ | હથે | હાથે. |
| ૮૯ | ૪ | પેપારનું | વેપારનું. |
| ૮૯ | ૧૪ | Maney | Money |
| ૯૧ | ૯ | અને | ૦ |
| ૯૧ | ૯ | કેઇ | કોઈ |
| ૯૧ | ૧૨ | પેપારીને | વેપારીને |
| ૯૩ | ૨૨ | થાક | થાય |
| ૯૩ | ૨૨ | થાક છે | થાય છે. |
| ૯૭ | ૨૨ | મુનુષ્ય | મનુષ્ય. |
| ૯૮ | ૧૩ | કૌરવોનો | પાંડવોનો. |
| ૧૦૦ | ૭ | સ્વભવ | સ્વભાવ. |
| ૧૧૩ | ૯ | શ્રીમંતેએ | શ્રીમંતોએ. |
| ૧૨૫ | ૯ | ગાઉના | અગાઉના |

| પૃષ્ઠ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૪ | ૬ | દદેક | દરેક |
| ૧૪૮ | ૧૪ | હિંદુસ્નાનના | હિંદુસ્તાનના. |
| ૧૫૬ | ૨૧ | ૦ | દુનિયામાં ખરેખરો સુખી કોણ છે ? |
| ૧૬૭ | ૧૨ | વિચારોથાં | વિચારોથી. |
| ૧૭૪ | ૪ | પ્રવૃત્તએ | પ્રવૃત્તિએ |
| ૧૭૫ | ૬ | કંટાસતાં | કંટાળતાં |
| ૧૭૬ | ૫ | જેનુ | જેનું |

# અનુભવપ્રકાશ ભાગ ૧ લો.

મુંબઇમાં નીચે લખેલે ઠેકાણે મળી શકશેઃ—

વસનજી પરમાણંદ થાણાવાળા.

ઠેઃ—નરનારાયણના મંદીર પાસે.

કાલબાદેવી રોડ.

એન. એમ. ત્રીપાઠીની કું.

કાલબાદેવી

પ્રાન્સેસ સ્ટ્રીટ.

---